# અર્પણ

ઈ. ૧૮૮૯ના શિયાળામાં રાજકોટ–કાઠિયાવાડ હાઈસ્કૂલના
ઉપલા વર્ગોમાંથી એક ટોળીએ પ્હેલા આસિસ્ટંટ માસ્તર
(સ્વ) ખંડુભાઈ દેસાઈ, બી એ, સંસ્કૃત શિક્ષક
(સ્વ) હરગોવિંદ વ્યાસ, આદિના ઉત્તેજન અને તાલીમથી

**વિક્રમોર્વશી નાટક (સં૦)**

અને

**વત્સલાહરણ નાટક (ગુ૦)**

એ બે નાટક ભજવેલાં,

તે શિક્ષકશિષ્યમિત્રમંડળમાંથી જે અતિ થોડાં બેનુ અદ્યાપિ હયાત છે
તેઓને

અને તે સર્વમાં આજ દાયકાઓથી અનેક રીતે મોખરે
વળી દેશવિદેશે નામાંકિત એની ભાઈશ્રી

**પ્રભાશંકર દલપતરામ પટ્ટણી**

સર નાઈટ, દિવાન સાહેબ, ઇત્યાદિ, ઇત્યાદિ,
એઓને.

એ ૫૫ વર્ષ પુરાણા પણ આખા મંડળના જીવનપ્રભાતમાં બની
આવેલ બનાવના સ્મરણમાં, એ આખા મંડળમાં સૌથી ન્હાનો આ કર્તા

**બળવંતરાય કલ્યાણરાય ઠાકોર**

આ અનુવાદ અને મનનિકા અર્પણ કરવાની રજા લે છે.

[ ઇ. સ. ૧૯૩૬ ]



# સંપાદકીય

સ્વ૦ પ્રો૦ બલવંતરાય ક૦ ઠાકોરે તેમની આ અનુવાદકૃતિનુ તેની મનનિકા–ટીકા સહિત પ્રકાશન કરવાની જાહેરાત છેક ઈ. સ ૧૯૩૫માં 'સોવિયેટ નવજુવાની'મા તથા ત્યાર પછીના 'વિવિધ વ્યાખ્યાનો ગુચ્છ ૨' (ઈ સ ૧૯૪૮) સુધીનાં એમના કેટલાંક પ્રકાશનોમા કરી હતી, પણ દુર્ભાગ્યે એ કૃતિનું પ્રકાશનકાર્ય એમના જીવનકાળ દરમિયાન થઈ શક્યું નહિ. આજે જ્યારે આ કૃતિ પ્રકાશિત થાય છે ત્યારે તેના સંપાદન વિષે બે શબ્દ કહેવાનુ પ્રસ્તુત લેખીએ છીએ

આ કૃતિની વડોદરા યુનિવર્સિટી લાયબ્રેરીમાની પ્રો૦ ઠાકોરની હસ્તપ્રતમા તેના અનુવાદભાગના વિવિધ પૃષ્ઠો પર પાદટીપમા નીચે પ્રમાણે તારીખો જોવા મળે છે .

| અંકક્રમાંક | હસ્તપ્રતમાનો પૃષ્ઠાંક | તારીખ |
|---|---|---|
| ૨ | ૨૬ | ૭ ૯–૩૬ |
| ૨ | ૪૫ | ૮–૯ ૩૬ ( અંકનુ છેલ્લુ પાન ) |
| ૩ | ૪૭ | ૯–૯–૩૬ |
| ૩ | ૬૧ | ૧૨–૯–૩૬ |
| ૩ | ૬૪ | ૧૩–૯–૩૬ ( અંકનું છેલ્લુ પાન ) રવિવાર કૃષ્ણત્રયોદશી, અધિક ભાદ્રપદ પ્રાતઃકાળે સવારે આઠ વેથી છોડ્યુ છે |
| ૪ | ૮૧ | ૨૧–૯–૩૬ ( અંકનુ છેલ્લુ પાન ) |
| ૫ | ૧૦૦ | ૨૩–૯–૩૬ ( અંકનુ છેલ્લુ પાન ) |

અનુવાદની હસ્તપ્રતમા લખાયેલી આ તારીખો ઉપરાંત તેના મુખપૃષ્ઠ પણ એક તારીખ લખેલી છે અને તે છે ૧૮ સપ્ટેમ્બર, ૧૯૩૬ની. આમ, આ કૃતિના પ્રકાશનની જાહેરાત પ્રો ઠાકોરે ઈ સ ૧૯૩૫ના

કરી હતી, પણ તેની હસ્તપ્રત તો ઈ. સ. ૧૯૩૬ મા લખેલી મળે છે. ઈ સ. ૧૯૩૫ની જાહેરાત જેના ઉપર્યુક્ત તારીખો પહેલાના સમયમા પણ પ્રો૰ ઠાકોરે આ અનુવાદ અંગેનુ લેખનકાર્ય કર્યું હતુ. તે વાતને સમર્થન આપતુ એક વાક્ય ઉપલબ્ધ હસ્તપ્રતના મુખપૃષ્ઠ પર છે: "આ પહેલાની તમામ તારીખોવાળાં તમામ લખાણુ ૨૬, ૨૩-૯-૩૬. હવે મનનિકા લખતા જે કિંચિત્ ફેરે સુધરે તેટલો જ ફેર પડશે"*

ઉપર્યુક્ત હસ્તપ્રતની સાથે તેમાના માત્ર પ્રથમ અંકની બીજી એક, તેનાથી ય વધુ સાફ નકલ વડોદરા યુનિવર્સિટી લાયબ્રેરીમા છે પ્રો૰ ઠાકોરે આ નકલ કદાચ તેમના ઉપર ઉલ્લિખિત વાક્યમા આવતા નિર્દેશ પ્રમાણે મનનિકા લખતી વખતે, ઉક્ત હસ્તપ્રતમા પાછળથી ઘણે સ્થળે પેન્સીલથી દાખલ કરેલા સુધારાઓને આવરી લઈને ઉતારી હશે, અને એમ જ પ્રત્યેક અંકની સ્વચ્છ નકલ બનાવીને આખા અનુવાદની સંપૂર્ણ નકલ ઉતારવાની તેમની ઇચ્છા હશે પણ એ બની શક્યુ હોય તેમ લાગતુ નથી

આખા અનુવાદની નકલમાના પહેલા અંકની અને તે અંકની પછીની ઉક્ત સાફ નકલની લેખનપદ્ધતિમા મામૂલી તફાવત છે. પ્રથમાંકની ઉક્ત નકલમા પાત્રોના નામ તેમના સંક્ષિપ્ત રૂપમા પાત્રોની ઉક્તિઓના આરંભમા મૂકેલા છે, ત્યારે ઉક્ત સળંગ હસ્તપ્રતમા તે નામો પાત્રોની ઉક્તિઓને મથાળે વચ્ચેના ભાગમા મૂકેલા છે બીજે

* આવુ જ સમર્થન અન્ય સ્થળેથી પણ મળી રહે છે ઈ સ. ૧૯૨૫મા પ્રથમ વાર પ્રકટ થયેલા પ્રો૰ ઠાકોરના પુસ્તક 'કવિતાશિક્ષણ'માં તેમણે અન્ય બે અનુવાદકોએ વિક્રમોર્વશીયના પ્રથમ અંકના શ્લોકથી દશ સુધીના શ્લોકોના કરેલા ભાષાંતર સાથે શ્લોકોનુ પોતે કરેલુ ભાષાંતર પણ વાચકને તુલનાર્થે આપ્યુ છે. 'કવિતાશિક્ષણ'માં તેમણે પોતાના આ અંકમાના બીજા અને ત્રીજા સિવાયના બાકીના આઠ શ્લોકો આપેલા છે. તેમા છઠ્ઠો શ્લોક ખંડ આર્યામા છે, ત્યારે અહીં એ શ્લોક ઉપજાતિમાં મૂક્યો છે ત્યાં અને અહીં મૂકેલા શ્લોકોના પાઠની તુલના કરતા બન્ને શબ્દગુચ્છો તથા પંક્તિઓમાના શબ્દક્રમની બાબતમાં ઘણો તફાવત માલૂમ પડે છે.

નોંધપાત્ર ફરક એ છે કે પ્રથમીકની નકલમાં શ્લોકના ક્રમાંક દેવનાગરી લિપિમાં મૂકેલા છે, ત્યારે મૂળ હસ્તપ્રતમાં તે ક્રમાંક ગુજરાતી લિપિમાં જ લખેલા છે અમે શ્લોકના ક્રમાંક પ્રથમીકની અલગ નકલને અનુસરીને દેવનાગરીમાં જ રાખ્યા છે કારણ કે પ્રો૦ ઠાકોરે તે માટેનો તેમનો આગ્રહ તેમની એ નકલના પહેલા પાન પર પાદટીપમાં વ્યક્ત કર્યો છે, પાત્રોના નામ અમે સળંગ હસ્તપ્રતને અનુસરીને તેમની ઉક્તિઓને મથાળે વચ્ચેના ભાગમાં, તેમના સંક્ષિપ્ત રૂપમાં નહીં પણ આખા જ છૂટા અક્ષરોમાં મૂક્યા છે કારણ કે મુદ્રણદૃષ્ટિએ તે વધુ આકર્ષક લાગે તેમ છે બાકીમાં, અહીં પહેલો અંક અમે પ્રથમીકની અલગ નકલ પ્રમાણે લીધો છે અને પછીના અંકો સળંગ હસ્તપ્રતને અનુસરીને લીધા છે

પ્રાપ્ત મનનિકાને પાઠાદિના ઉપર્યુક્ત સુધારા મુજબ તૈયાર કરેલી છે આ મનનિકાના માત્ર બીજું અને ત્રીજું એમ બે જ પ્રકરણ છે અને એ રીતે તે અપૂર્ણ છે બીજા પ્રકરણમાં પ્રથમ અંકના અને ત્રીજા પ્રકરણમાં દ્વિતીય અંકના મનનટીકા આપેલા છે પણ મનનિકાનુ પહેલુ પ્રકરણ અને બીજા પછીના અંકના મનનટીકાના પ્રકરણો પ્રાપ્ત થયા નથી, કદાચ પ્રો૦ ઠાકોરથી આ બાકીના અંકો પરના પ્રકરણો લખવાનુ બન્યુ નહી હોય પણ પ્રશ્ન એ છે કે મનનિકાના પહેલા પ્રકરણમાં કયો વિષય ચર્ચવાની તેમની યોજના હશે ? કાલિદાસના જીવનકવન, તેના સમયાદિ વિશે તેમણે 'માલવિકાગ્નિમિત્ર' નાટકના અનુવાદની મનનટીકામાં વિગતે લખ્યુ એટલે તે અહીં અનાવશ્યક હતું 'વિક્રમોર્વશી' નાટકના અનુવાદ માટે આધારભૂત રહેલ સંદર્ભપાત્ર ગણેલી મૂળ વાચનાઓ આદિ વિશે અનુવાદને આરંભમાં મૂકેલા પોતાના 'નિવેદન'માં કેટલુંક જરૂરી નિરૂપણ કરેલ એટલે અનુદિત કૃતિ વિશેની બીજી કેટલીક પ્રસ્તુત ચર્ચા મનનિકાના પ્રકરણમાં કરવાનું તેમણે ધાર્યું હશે, પરન્તુ એ ભાગ પણ લખાયો હોય એવી કલ્પના થાય છે

આ અનુવાદની સળંગ નકલમાં પ્રો૦ દાંગારે પ્રત્યેક પાન પર જે તે પાન પરના પાઠના પાઠાન્તરો, શબ્દના અર્થો, શ્લોકછંદોના નામ વગેરેની નોંધ પાદટીપમાં કરી છે પરંતુ થોડાની અલગ સાફ નકલમાં તેમણે શ્લોકના છંદોનામ પાદટીપને બદલે શ્લોકને મથાળે મૂકી લીધા છે અને અમે પણ એ જ પ્રમાણે શ્લોકોને મથાળે છંદોનામ રાખેલા છે. વળી, મનનિકા લખતી વખતે પહેલા અને બીજા અંકની પાદટીપોનો સમાવેશ પ્રો૦ દાંગારે તે મનનિકામાં કરી લીધો હતો અને તે પાદટીપોને પછી છેકી નાખી હતી, એટલે અમે એ પાદટીપો અનુવાદ સાથે લીધી નથી, પરંતુ બાકીના ત્રણ અંકોની મનનિકા નહીં લખાઈ હોવાથી એ અંકોની પાદટીપો મનનિકામાં સમાવિષ્ટ થઈ શકી નથી અને તેમને અનુવાદકે છેકી પણ નથી નાખી તે પાદટીપો અનુવાદભાગમાં જ પાદટીપોરૂપે યથાસ્થાને રાખી ઉપયોગમાં લીધી છે

પ્રો૦ દાંગારે અનુવાદમાં કોઈ કોઈ પંક્તિમાં અમુક શબ્દનું સ્થાન અને મનનિકામાં સ્થાને સ્થાને અમુક પંક્તિના શબ્દોના અર્થના સ્થાન અથવા અમુક ઉલ્લેખોના નિશ્ચિત સંદર્ભના સ્થાન પાછળથી તેમનું ઉમેરણ કરી લેવાના હેતુસર કોરા રાખ્યા છે, એવા જે જે સ્થાનોમાં અમે પૂર્તિ કરી છે ત્યાં અમે એ પૂર્તિને મોટા કૌંસમાં મૂકી છે

અનુવાદની સળંગ હસ્તપ્રતના એક પાન પર લખેલું એક વાક્ય—'વૃત્તો અને છંદોના માપ માટે જુઓ મનનિકા છઠ્ઠું પરિશિષ્ટ'—દર્શાવે છે કે માલવિકાગ્નિમિત્રના અનુવાદની જેમ અહીં પણ મનનિકાને અંતે કેટલાક પરિશિષ્ટો આપવાનો પ્રો૦ દાંગારનો આશય હતો, પણ પછી તે તૈયાર થયા હોય એમ લાગતું નથી

અર્પણ, શ્લોકસૂચિ પાત્રયાદી અને નિવેદનનું સાફ લખાણ પણ અનુવાદની હસ્તપ્રત સાથે છે કર્તાએ તૈયાર કરેલા અનુવાદના નામપૃષ્ઠ ઉપર તેમ જ હસ્તપ્રતમાં બધે ઈ સ. ૧૯૩૬ની સાલ

નોંધાયેલી છે તેથી અર્પણપત્રની નીચે પણ એ સાલ અમે મૂકી છે. એમાં ઉલ્લેખાયેલી સદ્ગત વ્યક્તિઓને એ અર્પણ ક્યારે થયું તેનો વાચકને એથી ખ્યાલ આવશે

'શાકુન્તલ'નો અનુવાદ પ્રો૦ ઠાકોરે ઈ. સ. ૧૯૦૬માં (પ્રથમાવૃત્તિ) અને 'માલવિકાગ્નિમિત્ર'નો અનુવાદ ઈ. સ. ૧૯૩૩માં પ્રકટ કર્યો હતો. 'સોવિયેટ નવજુવાની'માં ઈ. સ. ૧૯૩૫માં તેમણે પહેલી વાર જાહેરાત કર્યા પછી ત્રેવીસ વર્ષના લાંબા ગાળા પછી આ 'વિક્રમોર્વશી' પ્રસિદ્ધ થતાં કાલિદાસના નાટકોની તેમણે કરેલી અનુવાદત્રયીનું પ્રકાશન પૂરું થાય છે

# નિવેદન

આ નાટકનો રસ અને એની કથા નવજુવાનોને મોહ પમાડે એવા છે એની ભાષા પણ અર્થભારે કે ખચિત નથી ને ચુસ્તીદાર સરળતાવાળી હોઈ તેમા વાચિક સ્વરયોજનના નૃત્ય વગેરે આકર્ષક ગુણો ઉમેરાઈ જાય છે એની સ્થાયી અને વ્યાપક લોકપ્રિયતાની ગવાહી આવૃત્તિઓની તેમ હિંદના ઘણા ભાગમા હજી મળી આવતી એની હસ્તલિખિત પ્રતોની મોટી સંખ્યાથી પણ દીઠી આવે છે આવી સરસ તેજસ્વી લોકપ્રિય કૃતિ મહાકવિ કાલિદાસનો પરિચય પાડના સાહિત્યપ્રેમીઓ પ્રથમ પહેલી વાચવા ચહે એ પણ કુદરતી છે એટલે પોતાની ભાષામા એના ગમે તેટલા અનુવાદ થઈ ગયા હોય, તોપણ જેમ (દા ત) ભગવદ્ગીતા, ધમ્મપદ, નીતિશતક કે પંચતંત્રનો* તેમ આનો ય એક નવો અનુવાદ બહાર પાડતા કોઈએ જરા પણ ખચકાવાની જરૂર નથી અને આ અનુવાદ તો – કાલિદાસના બીજા બે નાટકોના મહારા અનુવાદોની માફક જ – મૂળ સંસ્કૃત નાટકને વાચવા અને ભણવા ચાહતા ગુજરાતીઓને ય ઉપયોગી થઈ પડે એવી ( બનતા લગી મૂળનુ પ્રતિબિંબ પાડવાની ) ખાસ નેમથી લખાયો છે

મૂળ નાટકની શંકર પાંડુરંગ પંડિતની ( બોમ્બે સંસ્કૃત સીરીઝ, ભાસ્કર રામચંદ્ર આર્તેએ સંશોધિતવર્ધિત આવૃત્તિ, ૧૯૦૧ ) અને મોરેશ્વર રામચંદ્ર કાળેની ( ૧૯૩૨ ) સુપ્રતિષ્ઠિત આવૃત્તિઓ ઉપરાંત બીજી એક સામાન્ય અભ્યાસીએ જોવાની જરૂર નથી મે જૂનામા જૂનીથી માંડીને આજ સુધીની લગભગ બધી આવૃત્તિઓ તપાસી છે, ઘણુંખરુ અતિરિક્ત

* બીજી ભાષાના દાખલા લઈયે તો જેમ અરેબિયન નાઇટ્સ શેક્સપીયર, ડૉન ક્વિક્ઝોટ કે હોમરનો —

તો કલકત્તા ઇમ્પીરિયલ પુસ્તકાલયથી ખાસ મેળવેલી, તથાપિ એ બધીની યાદી આપવાની પણ જરૂર નથી ભ્રષ્ટ સ્થાનો કે ક્લિષ્ટ પાઠોની સંખ્યા આ નાટકમા ઝાઝી છે જ નહીં આ અનુવાદમા પંડિત કે કાળેને સંમત નહીં એવા જે જુજ પાઠ સંઘરેલા છે, કે કેટલેક સ્થળે બે પાઠ રાખેલા છે, તે દરેક માટે સારી જૂની પ્રતોના આધાર તપાસીને નિર્ણય કરેલો છે માલવિકાગ્નિમિત્રના મ્હારા અનુવાદ સાથે આપેલી તેમ આ સાથે પણ મનનિકા નામે વ્યાખ્યા જોડું છુ, તેથી વાચકોને માત્ર શબ્દાર્થ ઉપરાંત ઘણુ વધારે સમઝાવા પામશે એવી આશા છે. શકુન્તલા નાટકના મ્હારા અનુવાદની ચાલતી આવૃત્તિ કેટલાક સમયથી ખપી ગયેલી છે, તેની પણ હવે બ્હાર પાડવાની—છેવટની નિર્ણાયક—આવૃત્તિમા મનનિકા વ્યાખ્યા (જીવીશ તો) આપીને આ મોટા કાર્યની પૂર્ણાહુતિ કરવા ઇચ્છુ છુ



## સ્વ. પ્રો. બળવંતરાય ક. ઠાકોરનાં પુસ્તકો

| | |
|---|---|
| ૧ ભણકાર | ૫-૦-૦ |
| ૨ ભણકાર–વિવરણ | ૧-૮-૦ |
| ૩ દર્શનિયું | ૧-૪-૦ |
| ૪ માનવિકાસિમિર | ૨-૮-૦ |
| ૫ એમાનાનભાઈ-એમનો વિચારમિનાર, એમના આશયો, મન્તવ્યો અને વ્યવસાયો | ૨-૦-૦ |
| ૬ લગ્નમાં બ્રહ્મચર્ય અથવા સંયોગે વિયોગ–મધ્યયુગની નાટિકા | ૦-૮-૦ |
| ૭ ઇતિહાસદિગ્દર્શન | ૦-૮-૦ |
| ૮ પંચોતેરમે—શ્રી કિશનસિંહ ચાવડાસંપાદિત | ૩-૮-૦ |
| ૯ નવીન કવિતા વિષે વ્યાખ્યાનો | ૨-૦-૦ |
| ૧૦ સોવિયેટ નવજુવાની | ૧ ૧૨-૦ |
| ૧૧ કવિતાશિક્ષણ | ૨-૪-૦ |
| ૧૨ ગોપીહૃદય | ૨-૪-૦ |
| ૧૩ વિવિધ વ્યાખ્યાનો • ગુચ્છ પહેલો | ૧·૧૨ ૦ |
| ૧૪ વિવિધ વ્યાખ્યાનો ગુચ્છ બીજો | ૧ ૧૨ ૦ |
| ૧૫ વિવિધ વ્યાખ્યાનો ગુચ્છ ત્રીજો | ૪-૦-૦ |
| ૧૬ આપણી કવિતાસમૃદ્ધિ | ૩-૦-૦ |
| ૧૭ નિરુત્તમા | ૨-૦-૦ |
| ૧૮ વિક્રમચરિત્ર રાસ | ૨-૦-૦ |
| ૧૯ વિક્રમોર્વશી | ૧ ૧૦ ૦ |

પ્રાપ્તિસ્થાન

પ્રાચ્ય વિદ્યામન્દિર, વડોદરા

# અનુક્રમ





# પાત્રો

| | |
|---|---|
| રાજા પુરૂરવા | અપ્સરા ઉર્વશી |
| કુમાર આયુ | રાણી ઔશીનરી |
| દેવર્ષિ નારદ | ચ્યવન ઋષિના આશ્રમની તાપસી |
| ગંધર્વ ચિત્રરથ | ઉર્વશીસખી ચિત્રલેખા |
| વિદૂષક માણવક | ઔશીનરીદાસી નિપુણિકા |
| ભરત મુનિના બે શિષ્ય | અપ્સરાઓ રંભા મેનકા સહજન્યા |
| સૂત, કંચુકી અને રાજાના | રાણીના પરિજન |
| બીજાં પરિજન | |

સૂચિત પાત્રો—ઈંદ્ર, ભરત મુનિ, વનેચર મુનિ, કેશી દાનવ, દેવદૂત, વૈતાલિક

નાટક બનવાનો સમય:
અતિ પ્રાચીન કાલ

નાટકના બનાવોનાં સ્થલ . અંતરિક્ષ, પુરૂરવાની રાજધાનિ ગંગાયમુનાસંગમ તીરે આવેલી પ્રતિષ્ઠાન નગરીમાં રાજાના મહેલ, ઉપવનાદિ, ગંગાયમુનાસંગમ તીરે, અને ગંધમાદન આદિ પર્વતો અને વનોપવનો

---

# વિક્રમોર્વશી

## મંગલાચરણ

સ્થલ : રંગભૂમિ                                        સમય : નાટકારંભનો

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

૧ ધૌ ભૂવ્યાપિ વધે, કહે ઉપનિષત, તે એક, તે સ્થાણુ, ને
સંબોધાય યથાર્થ 'ઈશ્વર' પદે ( કો અન્ય ના યોગ્ય જે );
યોગધ્યાન વડે મુમુક્ષુ નિજમાં અન્વેષતા તેહને.
ને છે ભક્તિ દૃઢે સુલભ્ય. પ્રેરવો તે શ્રેય સૌ આપને. ૧

નાન્દીને અન્તે

૨ સૂત્રધાર

બસ, વધુ વિસ્તાર શાને.

(નેપથ્ય ભણી જોઇ) મારિષ, જરા આમ આવજો.

૩ નટ

( આવતો ) આવ્યો જી.

૪ સૂત્રધાર

મારિષ, આવા શિષ્ટ શ્રોતામંડળે આગલા નાટ્યકારોના પ્રયોગો તો ઘણીય વાર જોયેલા, તો આજ એમનું રંજન વિક્રમોર્વશી નામે નવા જ નાટક વડે યોજું છું. સૌ નટોને તમે ચેતાવો ને કે કોઇ પોતપોતાના કાર્યમાં કશો પ્રમાદ ન કરે

ઉક્તિઓનો સંખ્યાક્રમ ગુજરાતી આંકડા વડે, અને તેમ મનનિકામાં, શ્લોકોનો સંસ્કૃત આંકડા વડે, અને શ્લોકોમાં પંક્તિઓ, અનુક્રમ પ્રમાણે (અ), (આ), (ઇ), (ઈ), એ પ્રમાણે.

૫ નટ

આજ્ઞા !

જાય છે.

૬ સૂત્રધાર

દરમિયાન સભ્ય મહાશયોને પ્રાર્થું છું :

આર્યા છંદ

( સપ્રણામ ) દાસગણે ઔદાર્યે,
શુભ વસ્તુ નાયક માનમાં અથવા,
એકચિત્ત સુણશો જી
રચના આ કાલિદાસતણી. ૨

૭

( પડદા પાછળથી ) રક્ષો ! રક્ષો રે જે કોઇ હો દેવોના પક્ષના, જે કોઇ અંતરિક્ષે સંચરવા સમર્થ !

૮ સૂત્રધાર

( કાન માંડનો ) અરે, સભ્યોને મ્હારી વિજ્ઞાપના થતામાં જ ઊંચા આકાશમાંથી આ કુરરીઓના જેવો કિલકિલાટ સંભળાય છે, તે શું વારુ ?

( ક્ષણમાં ) સમજ્યો સમજ્યો :

વસંતતિલક વૃત્ત

નારાયણોરુજનમેલ વરાપ્સરા જે,
સેવી ધનેશ વળતી અલકાથકી જે,
તેને હરી અધવચે સુરશત્રુ કોએ,
—આક્રંદિ રક્ષણ ચહે સખિસાથ તેનો. ૩

જાય છે.

ઇતિ પ્રસ્તાવના

# અથ અંક ૧લો

સ્થલ : આકાશ                    સમય : મધ્યાહ્ન પ્હેલાનો પ્રહર

આકાશમાર્ગે અપ્સરાઓ પ્રવેશે છે.

૯ અપ્સરા

રક્ષો ! રક્ષો રે જે કોઇ હો દેવોના પક્ષના, જે કોઇ ગગનચારી !

પડદો ઉપડ્યા વિના પ્રવેશે છે રથારૂઢ રાજા અને સારથી

૧૦ રાજા

રહીન પડો ભગવતીઓ ! હું છું પુરૂરવા, સૂર્ય આરાધીને આવ્યો આવું છું, તો આવો પાસે, અને જણાવો જે ત્હમે રક્ષા માગો છો શી, વળી કોનાથી ?

૧૧ રંભા

અસુરના ઉદ્ધત અત્યાચારથી

૧૨ રાજા

ઉદ્ધત અસુરના અત્યાચારે ત્હમારૂં શું બગાડ્યું વારુ ?

૧૩ રંભા

સાંભળિયે મહારાજ અમારી પ્રિયસખી ઉર્વશી, સ્વર્ગનું ભૂષણ, શ્રીના પણ રૂપગર્વનો ઉતાર, વળી અતિતપસ્વી સામે જે ઇંદ્રનું પણ સુકુમાર અસ્ત્ર, તે અમારી મોખરમાં અલકાપુરીથી પાછી આવતી 'તી, ત્યાં હિરણ્યપુરવાસી કેશી દાનવે એકાએક અધરસ્ત દેખા દઇ તેને અને બીજી ચિત્રલેખાને ઝડપી લીધી, અને બેયને બળજોરે જકડી લઇને નાઠો

૧૪ રાજા

એ નીચ કઇ દિશામાં ભાગ્યો તે જણાવશો ?

૧૫ સૌ અપ્સરા

ઐશાની !

૧૬ રાજા

તો ત્હારાં પડો, આ ઊપડ્યો પાછળ, ત્હમારી સખીઓને પાછી આણવા.

૧૭ સૌ

( સહર્ષ ) સોમપૌત્રને એ જ ઉચિત.

૧૮ રાજા

ભવતીઓને પાછો ક્યાં આવીને મળું ?

૧૯ સૌ

આ હેમકૂટ શિખરે.

૨૦ રાજા

સૂત, ઘોડા મારી મૂકો ઈશાનમાં !

૨૧ સૂત

જી !

નેમ કરે છે

૨૨ રાજા

વાહ, અશ્વવેગ, વાહ ! આ ઝડપે આગળ નીકળેલા ગરુડને પણ પકડી શકિયે, તો એ ઈન્દ્રશત્રુના શા ભાર છે ! અહો આ

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

ગોટેગોટ ઉડી રહ્યા રથમુખે રેણૂ થતા મેઘના,
આરામધ્ય રચાય આવલિ નવી ચક્રો ઘુમે એહવાં;
ઊંચાં ચામર ચિત્ર શાં અચલ આ શોભીત વાજીશિરે,
ને આ ઓ સ્થિર દંડથી અણિલગી ગોહાય ઝુલસો ધ્વજ ! ૪

ભય છે રથારૂઢ રાજા અને સારથી

૨૩ ૨° ભા

બ્હેનો, રાજર્ષિ તો અદૃશ્ય પણ થઇ ગયા ચાલો આપણેય જણાવેલ ઠેકાણે પ્હોંચી જઇએ

૨૪ સૌ

ચાલો

સૌ શિખરે ઉતરવાનું નિરૂપણ કરતી થોડી વારે થંભે છે

૨૫ ૨° ભા

એ રાજર્ષિ આપણી આ હૈયાગાળ કહાડી નાખશે ખરા કે ?

૨૬ મેનકા

સખિ, અચૂક ! મહેન્દ્ર પણ ગણમોરચા મીંડાના એમને જ સન્માન દઇદઇને મર્ત્યલોકથી ખાસ તેડાવી દેવોના સેનાપતિપદે નીમે છે

૨૭ ૨° ભા

આમાં પણ વિજય મેળવો !

૨૮ મેનકા

( થોડી જ વારમાં ) અનિંદ્યો, ફિકરચિંતા છોડો દો ! જુવો, પેલો ઝળકતા મણિનીલનાગો એમનો સોમદત્ત રથ દેખાયો ને શું !

ખાલી હાથે તો એ પાછો ના જ વળ

સૌ શુભ શકુન નિરખતી ત્યાંજ નજર માંડી રહે છે રથારૂઢ રાજા અને સૌ પ્રવેશે છે, ચિત્રલેખાએ ટેકવી રાખેલી ઉર્વશી [illegible] નેત્રે રથમાં પડી છે

૨૯ ચિત્રલેખા

સ્વસ્થ થા, પ્રિય સખિ, સ્વસ્થ થા !

મન્દાક્રાંતા વૃત્ત

અંધારાંથી શશિ ઉગમતાં રાત્રિ માંડે મુકાવા,
રાત્રે જ્વાળા હુતવહતણી જેમ નિર્ધૂમ થાવા,
ગંગા કાંઠાપતનમળ કાપી ફરીને સુહાવા,
ગાઢાં મૂર્છાતમથકિ ત્યમે રૂપસી મુક્ત થાવા. ૭

૩૫ ચિત્રલેખા

સખિ ઉર્વશિ, નચિંન્ત થા; એ સુરા દેવશત્રુઓને તો હરાવી કરાશા.

૩૬ ઉર્વશી

(આંખ ઉઘાડી) શું દિવ્યપ્રભાવે સર્વજ્ઞ મહેન્દ્ર ?

૩૭ ચિત્રલેખા

મહેન્દ્ર નહીં, મહેન્દ્રતુલ્ય સમર્થ આ રાજર્ષિ પુરૂરવાએ.

૩૮ ઉર્વશી

(બેઠી થઇ ઠીક એમની રાજાને નિહાળી લઇને સ્વગત) પાડ કર્યો એ ગક્ષઓએ !

૩૯ રાજા

(ઉર્વશીને જોઇ સ્વગત) મહર્ષિ નારાયણને ચળાવવા મથતી અપ્સરાઓ તેની જંઘામાંથી આને પ્રકટ થતી જોતા વાર, કહે છે, એની કાંતિએ લજવાઇ ગયેલી, તે ઉચિત જ. પરંતુ આ રૂપરૂપનો અંબાર કોઇ પણ તાપસે સર્જ્યો શી રીતે મનાય વારુ ?

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

આનો સર્જક તો સ્વયં સુમૃદલ જ્યોત્સ્નેશ હો ચંદ્રમા,
શૃંગારપ્રતિમા 'ય પુષ્પશર હો, વા પુષ્પધાતા મધુઃ
—હુષ્પો વેદમહીં. નિર્ગીતરસ મહીં, રૂપે ઉદાસો મુનિ
આ રૂપાકર મોહમૂર્તિ છબિલી એ જૈફ ક્યાંથી સજે ! ૮

૪૫ ચિત્રલેખા

અલિ, તું શું જોયા કરે છે?

૪૬ ઉર્વશી

(રાજાને જ જોઇ રહેલી) દુ:ખસમભાગી આંખ માંડીને જોઇ રહેતાં ધરાતો જ નથી

૪૭ ચિત્રલેખા

(સાભિપ્રાય) કોણ વારુ?

૪૮ ઉર્વશી

(નજર ફેરવી નાખી) આ સ્તો આપણું સખીગણ.

૪૯ રંભા

(સહર્ષ) સખિયો જુવો જુવો! ભગવાન ચંદ્ર અને વિશાખા એવા આ રાજર્ષિ પ્રિયસખીયુગલ ઉર્વશીચિત્રલેખા સહિત આવી પહોચ્યા.

૫૦ મેનકા

આપણને તો બેવડી પ્રિયવસ્તુ સાંપડી; આ પ્રિયસખીઓ પાછી મળી, અને રાજર્ષિ પંડે ય હેમક્ષેમ આવ્યા.

૫૧ સહજન્યા

ખરૂં સ્તો, દાનવને જીતવા ભારે કઠણ.

૫૨ રાજા

આ આવ્યું એ શિખર; સૂત, રથને ઉતારો.

તેમ કરે છે.

૫૩ સૂત

આજ્ઞા!

૬૦ રાજા

તમ સૌને ય સખીમેળાપનાં !

૬૧ ઉર્વશી

( હાથ ઝાલી ઉતરતાં ) આવો આવો સખિયો, ખૂબ ભેટિયે ! લકમને ફરી જોવા પામીશ એવી આશા જ ન્હોતી.

સૌ. ઉને ભેટે છે.

૬૨ રંભા

મહારાજ, આપનું પૃથ્વીપાલન સો કલ્પ ટીઆજો !

૬૩ સૂત

આયુષ્મન્, અતીત વેગે આવતા કેટલા ય રથોનો નિર્ઘોષ પૂર્વમાંથી ધસ્યો આવે છે.

અનુષ્ટુપ વૃત્ત

ને આ સ્વર્ગથકી કોઈ શોભતો હેમ અંગદે
ઊતરે કૂટની ટોચે, વીજળીધર મેઘ શો. ૧૩

૬૪ અપ્સરાઓ

( જોઈને ) અહો, ચિત્રરથ !

ચિ. પ્રવેશે છે.

૬૫ ચિત્રલેખા

( રાજાને સબહુમાન ) મહેન્દ્રને પણ ઉપકારવશ કરવાનું સમર્થ આપના વિક્રમની બઢતી થાવ !

૬૬ રાજા

અહો, ગંધર્વરાજ ! ( રથમાંથી ઉતરીને ) પ્રિય મિત્ર, પધારિયે.

હાથ મેળવે છે.

૭૨ ઉર્વશી

(ચિત્રલેખાને જ) સખિ ચિત્રલેખે, રાજર્ષિના અનુગ્રહ તળે છું, અને એમની સંમુખ આ છળ તો ઉપડે એમ નથી લાગતું. તું જ મ્હારી વાચા બન, બ્હેન

૭૩ ચિત્રલેખા

(રાજા કને આવી) મહારાજ, ઉર્વશી વીનવે છે, 'રજા દ્યો તો આપની સુકીર્તિને મ્હારી પ્રિયસખી હોય એમ મ્હારી સાથે સુરલોક લેતી જાઉં.'

૭૪ રાજા

સિધાવો : પણ ફરી સાંભરજો ખરા

ગન્ધર્વો અને અપ્સરાઓ આકાશગમનનું નિરૂપણ કરે છે.

૭૫ ઉર્વશી

(ઉડતી અટકી) અરે આ મ્હારો એકાવલિહાર લતાડાળે ભરાયો ચિત્રલેખે, જરા છોડવ તો

૭૬ ચિત્રલેખા

(એની દૃષ્ટિચેષ્ટા જોઇ સસ્મિત) ગાઢ પડી ગયો છે ને શું? ન છૂટે એવી જ! વારુ, ધીરે ધીરે છોડવું છું.

તેની ક્રિયાનું નિરૂપણ કરે છે.

૭૭ ઉર્વશી

(સસ્મિત) 'હા, બ્હેનિ, આ તારો બોલ રખે ભૂલી જતી.

૭૮ રાજા

(સ્વગત):

માલભારિણી

ગમતૂ મુજ સાધતી, લતે, તૂં
ક્ષણ મોહ કરીને પ્રિયાપ્રયાણ:

# અથ અંક રજો

## પ્રવેશક

સ્થળ એક ગજમર્દનનું ચોગાન — સમય સવારે રાજા ગજકાર્યોથી પરવારે ત્યાં સુધીનો

૧ વિદૂષક

(પ્રવેશીને) અહોહો! ઓ રે! ગજમાનને રોગથી મોગરાઓની ભેટ પામેલો રોગ જેમ, તેમ મહારાજની આ ગુપ્ત હકીકતથી ફાટી જ પડું છું રે! બીક હોય એવે ઠેકાણે તો આ ડમડી ઝાલી જ ન રહે! તો પોતે કાર્યાસનથી પરવારે તેની વાટ આ વિમાનપરિચ્છન્દ મહેલના નિર્જન ચોગાનમાં જ ગોઠવાઈ એમની રાહ જોઉં.

આમ મારતો મારતો અન્તે બેસે છે.

ચેટી નિપુણિકા પ્રવેશે છે.

૨ દાસી

દેવી કાશીપુત્રીએ મ્હને ફરમાવ્યું, "નિપુણિકે, આર્યપુત્ર મુહોપસ્થાનથી પધાર્યા છે ત્યારના જાણે સૂનમૂન બની ગયા લાગે છે. તો એમના ગોઠિયા આર્ય માણવક કનેથી પોતાની આ વ્યગ્રતાનો પત્તો મેળવ જોઉં'

એ ભટજીને કેમ કરી પ્હોંચી વળાય?

અથવા મુકાન પટ ઉપર ઓસરિયા ટકે તેટલી જ એના પેટમાં વાત ટકે. તો ચાલ, એને શોધી જ કહાડું (પરિક્રમતી એને આવેથી જોઈ જાય છે) વાહ, બેઠો એ દેખાય, જાણે નર્યું નાટક!

વિદૂષક

(સ્વગત) ઠયો, આ તો પોતે જ ભડ વેરી દીધી ને શૂ! તો પછી શા માટુ મ્હારે બ્રાહ્મણે આ સુધી બાઇને તિગ નાખવાના કાંણુ તપ વેઠ્યા? (પ્રકટ) અવિ, શૂં વયસ્યે જ દેવીને ઉર્વશી કહીને બોલાવ્યા? અરે, એ અપ્સરા નજરે પડી છે ને ત્યારથી ઘેલા જેવા પોતે દેવીને જ શૂં મ્હને ય તે કઇ કઇ વીતાડે છે, હાસ્યવિનોદની કશી લાગી રહાતી જ નથી

દાસી

(સ્વગત) હાશ, મધો ય પત્તો મળી ગયો

(પ્રકટ) તો, આર્ય, બાને આપના તરફથી કશુ કહેવડાવશો ને?

વિદૂષક

દેવીને મ્હારી વિજ્ઞાપના જણાવજે કે વયસ્યને આ ઝાકળા પાછળ લાગ્યા છે ત્યાથી પાછા વાળતા મથી રહ્યો છુ, અને દેવીના દર્શન પણ હું પછી જ કરીશ! — સમજી ને?

૨ દાસી

વારુ, આર્ય, એમ જ કહીશ, નમસ્કાર

જાય છે

૩ નેપથ્યમાં વૈતાલિક

દેવશ્રીનો જય!

મંદાક્રાંતા વૃત્ત

છયેકેરાં તમતિમિર સૌ દર્શને છેદવાને
રાજા સૂર્ય પ્રબલ સરખા; ઉદ્યમે યે સમાણા;

ધોળે જ્યોતિષ્પતિ પદ્મ ગિરિ વ્યોમને, દેવ, તું યે
મંયાડ્ને બેનણ ઘડિ, નિજાનંદછંદે વિરામે. ૧

૧૪ વિદૂષક

( સાનગીને ) રાજકાજથી પરવારીને વયસ્ય આમ જ પધારે છે, તો હાજર થઇ જાઉં

જાય છે

ઇતિ પ્રવેશક

સ્થલ : પ્રમદવન

સમય : ઉપલા પ્રવેશકથી ચાલુ લગભગ મધ્યાહ્ન આસપાસ સુધીનો

પ્રવેશે છે કામાતુર રાજા અને વિદૂષક.

૧૫ રાજા

આર્યા છંદ

સાક્ષાત્ થતાં જ એ મુજ
ઉર ઊરુભવા ઉતરિ ગઈ ગોરી;
મન્મથશાર અનિરુદ્ધ
સરી પ્રથમ કોતરી રાહે. ૨

૧૬ વિદૂષક

( સ્વગત ) બીચારાં કાશીરાજપુત્રીના ય હાલ સ્તો !

૧૭ રાજા

( વિને જોઈ ) કેમ ગુપ્તિન્યાસ જાળવ્યો છ ને ?

૧૮ વિદૂષક

( સખેદ સ્વગત ) ફસ્યો ! ફસ્યો ! પેલી લુચ્ચી ચેટી મ્હને છેતરી ગઈ. નહીં તો વયસ્ય આમ પૂછે જ નહીં ને !

૧૯ રાજા

( સ્મેહાદ્રને ) કેમ બોલતો નથી ?

૨૦ વિદૂષક

અરે, આ રાં- જુજને એવા તો તંગ બાખ્યા છ, ત્હમને ય જવાબ દેવા તુર્ત છટતી નથી !

૨૧ રાજા

ઉત્તમ. હવે કહે જોઉં, વિનોદવિસામા માટે શું કરીશું ?

૨૨ વિદૂષક

ચાલો ને રસોડે !

૨૩ રાજા

અરે – ત્યાં વળી કેમ ?

૨૪ વિદૂષક

ત્યાં પંચવિધ ખાનપાનના ભાતભાતના સંભાર સાથે સુયોગ થઇ રહ્યા હશે ને, તે સૌ જોવામાં અન્તરની વિકલતા ક્યાંય વિસારે પડી જશે !

૨૫ રાજા

( સસ્મિત ) એ ત્હારી મનગમતી ચીજો, એટલે તું ત્યાં આનન્દે પણ ખરો. પણ મ્હારી ઇષ્ટ વસ્તુ તો અતીત દુર્લભ રહી, તેનું કેમ ?

૨૬ વિદૂષક

ભગવતી ઉર્વશીએ ત્હમને દીઠા છે તો ખરા ને !

૨૭ રાજા

તેથી ?

૨૮ વિદૂષક

તો તો એ ત્હમારા જોવાને યેની દુર્લભ.

૨૯ રાજા

એ તો ત્હારો પક્ષપાત જ થાય છે.

૩૦ વિદૂષક

અરે, ત્હમે પાછા આવું આવું બોલો છો, ને મ્હારી

જિજ્ઞાસાને કેટલાગણી વધારી મૂકો છો. શું હું જેવો બેડોળતામાં એક્કો છું તેમ ઉર્વશી સુન્દરતામાં હશે?

૩૧ રાજા

માણવક, ત્હને તે શું કહેવું! એનું તો અંગેઅંગ અવર્ણનીય! તોપણ ટૂંકામાં સાંભળ.

૩૨ વિદૂષક

જી, એકચિત્તે!

૩૩ રાજા

આર્યા છંદ

ભૂષણ સૌનૂં ભૂષણ,
સંસ્કારોનૂં ય સંસ્કરણ જાણો,
સખે, ઉપમાન સકલે
વર વપુ અનુપમ લજવતૂં એ. ૩

૩૪ વિદૂષક

એટલે જ દિવ્યરસાભિલાષી આપ ચાતકવ્રત લઇ બેઠા છો. વારુ, તે અત્યારે કેણી તર્ફ નીકળ્યા?

૩૫ રાજા

કામાર્તનો આશરો એકાન્ત, તે, સખે, આગળ થા, જઇયેં પ્રમદવનમાં.

૩૬ વિદૂષક

( સ્વગત ) અરે નસીબ! ( પ્રકટ ) આમ પધારિયે આમ! ( બેને પરિક્રમે છે તે પછી ) આ પ્રમદવનને જ જાણે આગળ મોકલ્યો હોય એવો દક્ષિણ વાયુ આપ અતિથિને આવકાર દિયે છે.

૩૭ રાજા

( પવનની ચેષ્ટાઓ અવલોકતો ) આ વાયુ નાયક લેખે પણ ખરે જ દક્ષિણ:

આપની વ્હાલી વસ્તુનો યોગ ઝટ મેળવી આપીને આપને સુખદ થઇ પડશે.

૪૩ રાજા

બ્રાહ્મણવચન માથે ચડાવું છુ.

બન્ને આગળ વધે છે.

૪૪ વિદૂષક

નિહાળિયે વયસ્ય આ વસન્તપધરામણી સૂચવતો પ્રમદવનનો બ્હાર.

૪૫ રાજા

હા, એ તો વૃક્ષે વૃક્ષે પ્રકટ થઇ જાય છે.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

**મેંદીરક્ત નખાગ્ર શાં કુરબકો બે બાજુ નીલાં લસે,**
**રક્તાશોકકળીસમૂહ વળિ સો જાણે હવાં ફાટશે!**
**ઝૂલે ગ્હેરકળી ય પીતપુટ આ સ્હેકારશાખાભરે,**
**–મુગ્ધાની યુવતીતણી દ્વય દશા મધ્યે મધુશ્રી ઝુલે! ૭**

૪૬ વિદૂષક

( આગળ વધતાં ) અને આ આવ્યો મણિશિલાસહિત ઓટાવાળો વાસન્તી લતાનો મંડપ, જેમાં આમ તેમ ઘુમતા ભ્રમરોએ પાડેલાં ફુલની જેવી ભિન્નત થઇ રહી છે, તે એવા અલંકરણે મંડપ પોતે જાણે આપનુ સ્વાગત કરવાને આતુર હોય એવુ લાગે છે. એની હોંસ પૂરો, વયસ્ય.

૪૭ રાજા

ભલે, જે ત્હારી રુચિ તે જ મ્હારી

બન્ને મણ્ડપમા બેસે છે

નિકટ હોય શું ઇષ્ટસમાગમ
ઉત્સુખાઈ અને સહસા સહી ! ૯

આશાભર્યો બેસે છે

ગગનપથે પ્રવેશે છે ઉર્વશી અને ચિત્રલેખા.

૫૪ ચિત્રલેખા

અલિ ઉર્વશિ, આમ કશું કહ્યા વિના જ ક્યાં ચાલી ?

૫૫ ઉર્વશી

( મદનજ્વર નિરૂપતી ) સખિ, ત્યાં હેમકૂટથી ઉડતા લતાડાળે એકાવલિ ભરાયો ને હું ક્ષણ થોભી 'તી ત્યારે તું મ્હને હસી પણ હતી, અને અત્યારે પાછુ પૂછ છ શું ?

૫૬ ચિત્રલેખા

એ શું તું એ રાજર્ષિ પુરુરવા કને જવા નીકળી છ ?

૫૭ ઉર્વશી

હા બ્હેન, લાજમરજાદ છાડીને ત્યા જ જાઉં છુ.

૫૮ ચિત્રલેખા

તો ત્હારી આગળ કોને મોકલ્યું છે ?

૫૯ ઉર્વશી

હૃદયને.

૬૦ ચિત્રલેખા

રૂડે કયેજે જરા વિચાર તો ખરી !

૬૧ ઉર્વશી

મદન જ જ્યા ધકેલે છે, ત્યા વળી વિચારવાનુ શું !

૬૨ ચિત્રલેખા

અલિ, તૂ તો મ્હને બોલતી જ બંધ કરે છે.

૬૩ ઉર્વશી

તો આગળ થઇ નિર્વિઘ્ને જઇ શકિયે એટલી નગત રાખ.

૬૪ ચિત્રલેખા

સખિ, નચિંત થા. જે ને ભગવાન દેવગુરુએ અપરાજિતા નામે શિખાબન્ધનવિદ્યા ઉપદેશીને આપણ સૌને અસુરવર્ગની ધાસ્તીમાંથી મુક્ત કર્યાં છે

૬૫ ઉર્વશી

ખરી વાત, આ એક જ રદ લીધેલ હેયે મ્હને કંઇ સાંભર્યું નહીં.

૬૬ ચિત્રલેખા

( સિદ્ધોના માર્ગમા પ્રવેશીને ) સખિ, જો જો પેલું એ રાજર્ષિનું ભવન, ભગવતી ભાગીરથી અને યમુનાના સંગમના અતિ પવિત્ર જલમા જાણે પોતાનું મુખ નિહાળી જ રહેલું એ પ્રતિષ્ઠાન નગરીનું મૌલિરત્ન

૬૭ ઉર્વશી

( સહર્ષ નિહાળતી ) જાણે બીજું સ્વર્ગ જ.

( સવિતર્ક ) સખિ, ક્યા હશે એ દુખિયારાના ક્યાણુ રાજર્ષિ!

૬૮ ચિત્રલેખા

નન્દનવનના એક અંગ જેવા જ આ પ્રમદવનમાં ઉતરતા જાણી શકીશું

ચન્દ્ર ઉગે છે

( નાયકને જોતી સહર્ષ ) સખિ, આ આગળ જ ઉગેલા ચંદ્ર જેવા એ કૌમુદીરૂપ સ્હાગી વાટ જુવે

૬૯ ઉર્વશી

( નિહાળી રહી ) અરિ, પ્રિયા વિયેગ્લા નેથી એ મહારાજ અત્યારે વિશેષ શોભિતા દેખાય છે.

૭૦ ચિત્રલેખા

ખરૂં. તો ચાલ પાસે જઇયે.

૭૧ ઉર્વશી

પણ પ્રથમ જરા અંધારપટે અદ્રશ્ય રહીને પાસેથી જ એ આમ એકાન્તે પોતાના વયસ્ય સાથે શી ખાનગી ગોષ્ઠી કરી રહ્યા છે, તે તો કઇ સાભળીશું ને ?

૭૨ ચિત્રલેખા

ઠીક, તું કહે તેમ.

બન્ને એ પ્રમાણે ઠેઠ પાસે જઇ અદ્રશ્ય રહે છે.

૭૩ વિદૂષક

સાભળો હે વયસ્ય, મ્હને જડી આવ્યો છે એ દુર્લભ પ્રણયિનીના સમાગમનો ઉપાય !

રાજા પોતાની જ લગનીમા સાભળતો નથી.

૭૪ ઉર્વશી

એવી વળી કઇ સ્ત્રી હશે જે આવાનો પ્રણય તો લેખામાં નહી એટલી બધી ગુમાની !

૭૫ ચિત્રલેખા

અરે માનવ જાતિની જ હો એમ શાને જો ?

૭૬ ઉર્વશી

દિવ્ય પ્રભાવે તો શું ને શું જોવામાં આવે, એમ અચકું છું.

૭૭ વિદૂષક

( ફરીને, મોટેથી ) હે વયસ્ય, કહી ગ્યો છું કે મ્હને ઉપાય જડી આવ્યો છે

૭૮ રાજા

તો કહે જોઉં

૭૯ વિદૂષક

આપ નિદ્રાનું સેવન કરો એટલે સ્વપ્ને સમાગમ થાય; અથવા ભવતી ઉર્વશીને ચિત્રફલકે આલેખી તે છબીને જોયા કરો.

૮૦ ઉર્વશી

( સહર્ષ સ્વગત ) અરે મ્હારા પોચટ હૃદય! હવે તો જરા સ્વસ્થ થઈશ ને!

૮૧ રાજા

( સનિશ્વાસ ) એ એકે ખપ નહી લાગે.

હરિણી વૃત્ત

પળ પળ રહે સાલી હૈયે શરો કુસુમેષુના,<br>
તંહિં નિંદર હા! કેવી કેવાં સમાગમસોણલાં!<br>
વળી સુવદનાકેરી પૂરી ઉતારું છબી ન જ્યાં<br>
ગમ ઉછળતાં આંખો રેલે,–ભુંસે અધુરી જ ત્યાં! ૧૦

૮૨ ચિત્રલેખા

સખિ, સાંભળ છ કે!

૮૩ ઉર્વશી

હા, પરંતુ હૃદય એટલે ધરાતું નથી.

૮૪ વિદૂષક

મ્હારી ગતાગમ તો એટલી જ.

૮૫ રાજા

( અતીવ ઉદ્વેગે )

પૃથ્વી વૃત્ત

નહીં જ કળતી હશે અસહ દોહ્યલી પ્રીત આ,<br>
કળીત પરવા કશી અગર મર્ત્યની દિવ્યને!

અસહ્ય લગની વિધાયક ભલે હવે દેવ તે
પ્રિયામિલનહોંસ મ્હારિ રઝળાવિને રાચતો ! ૧૨

૮૬ ચિત્રલેખા

લે, આ પણ સાંભળ્યું ને !

૮૭ ઉર્વશી

અરેરે ! મ્હને છેક આણી ગણે છે ! વળી આમની આગળ છતી થઈને મ્હારા સાચા હાલ જણાવવા ય અમચડી તો અસમર્થ છું તોપણ સુરસુલભ શક્તિએ ભૂર્જપત્ર ઉપજાવીને એમને ઉત્તર તો વાળું એમ થાય છે

૮૮ ચિત્રલેખા

ભલે

ઉ૦ લખવાનું નિરૂપણ કરી ભૂર્જપત્ર ફેંકે છે.

૮૯ વિદૂષક

( જોઈને ) આશ્ચર્ય ! આશ્ચર્ય ! અહો, વયસ્ય, આ સાપની કાંચળી જેવું આપણા પગ આગળ જ શું આવી પડ્યું ?

૯૦ રાજા

( તપાસીને ) આ તો છે ભૂર્જપત્ર ઉપર કંઈક લખેલું

૯૧ વિદૂષક

( એકદમ ) અરે, આટલામાં અદૃષ્ટ રહેલ ભગવતી ઉર્વશીએ આપના વિલપન સાંભળીને નાખેલા પોતાના સમાનાનુરાગના એ અક્ષર તો નહીં હોય ?

૯૨ રાજા

માનવીના મનોરથ ! એને અસંભવની મર્યાદા જ નહીં ! ( ઉપાડી વાંચી લઈને સહર્ષ ) અરે, વયસ્ય, તારી કલ્પના તો સાચી ને શું !

૬૩ વિદૂષક

આપ સુપ્રસન્ન થાવ પણ એમાં શું લખ્યું છે તે કૃપા કરીને સંભળાવો

૬૪ ઉર્વશી

આર્ય, તૂં પણ રમ્યચતુર નાગર આવો.

૬૫ રાજા

સાંભળ વયસ્ય

વાંચે છે

અગ્યસ્ત ગીતિ છન્દ

સ્વામ. અજાણી મુજને
તમ મમ સ્નેહી ગણો છો જે,
હોઉં તેહવી હૂં તો,
પારિજાતશૈય્યા અહ
વળિ નન્દનની લહરો
રૈન રૈન મુજ શરીર તાવે કાં? ૧૨

૬૬ ઉર્વશી

હવે શું કહેશે વારુ?

૬૭ ચિત્રલેખા

અંગે અંગે કમલનાલ જેવું ( રોમાંચભર્યું ) થઇ ગયું, તે જ કહી આપે છે

૬૮ વિદૂષક

( સોલ્લાસ ) અહો, ધન્ય ઘડી ! ભૂખ્યો હોઉં અને ગોર લેખે દક્ષિણા સહ પ્રસાદ મળતાં મ્હને જેટલી શાતા વળી જાય તેવું જ આ આપને બની ગયું ને શું !

૯૯ રાજા

અરે ગાતા વળી એટલું જ કેમ ?

વસંતતિલક વૃત્ત

મીઠી સમાનરતિદર્શક ગીતિ પત્રે
આલેખિને નિજ દશા જણાવી પ્રિયાએ,
તે તો, સખે, પરસ એ મદિરેક્ષણાનો
ઉત્પક્ષ્મ આ વદનને વદને મકાભી. ૧૨

૧૦૦ ઉર્વશી

હવે જ જાણું છું કે અન્યોન્ય પ્રીતિ સમતોલ છે.

૧૦૧ રાજા

વયસ્ય, આંગળીની ભીનાશે અક્ષરો ફેલાય, તું જ વ્હાલીના આ હસ્તાક્ષર ઝાલી રાખ.

૧૦૨ વિદૂષક

( લઈને ) ભવતી ઉર્વશી આમ આપના મનોરથતરુને ફુલ બેસાડી ફળને નિષેધે એમ કદાપિ બને વળી ?

૧૦૩ ઉર્વશી

સખિ, એમની પાસે જતાં થડકતા આ હૃદયને તૈયાર કરૂં છું ત્યાં તું છતી થઈને એમને મ્હારા વતી જે ઉચિત હોય તે કહેતી થા.

૧૦૪ ચિત્રલેખા

(અંધારપટમાંથી પ્રકટ થઈ સન્મુખ આવીને) મહારાજનો જય !

૧૦૫ રાજા

(સહર્ષ સમનુમાન) પધારો, ભવતિ. (ગોતાં જોઈને) ભદ્રે

અનુષ્ટુપ વૃત્ત

જોયો સંગમ તે દૃષ્ટિ ન ઠરે દેખતાં ત્હને
યમુનાને વિના ગંગા: અડવી તું મખી વિના. ૧૯

૧૦૬ ચિત્રલેખા

પણ નિયમ છે કે પ્રથમ દેખાય મેઘમાળા, વીજળી તેની પછી

૧૦૭ વિદૂષક

(સ્વગત) શું, આ ત્યારે ઉર્વશી ન્હોય, તે ભવતીની વ્હાલી સહચરી જ ?

૧૦૮ ચિત્રલેખા

મહારાજ, ઉર્વશી આપને સપ્રણામ વિનતિ કરે છે,

૧૦૯ રાજા

—શી આજ્ઞા ફરમાવે છે ?

૧૧૦ ચિત્રલેખા

—કે ત્યારે અસુરની આફતમા મહારાજે જ મ્હને ઉગારી હતી, તે પ્રસંગથી જ ત્હમારા દર્શન નિમિત્તે વળગી પડેલો મદન મ્હને એટલો સતાવે છે કે ફરીને ત્હમે જ મ્હારી દયા જાણો

૧૧૧ રાજા

ભદ્ર,

વસન્તતિલક વૃત્ત

તું વાર્યે અયિ સમુત્સુક ઉર્વશીને;
પર્યુત્સુકે કમિ શું આ જન એહ માટે?
વ્યાપી રહ્યો મદનતાપ અતીવ બેમાં:
સંતપ્ત જોડ ઉભયાર્થે, યથા સુહાર. ૨૦

૧૧૨ ચિત્રલેખા

(ઉ૦ પાસે જઈ તેને) સખિ, ચાલ તો. ત્હારા પ્રીતમ ઉપર મદન ત્હારાથી યે ક્રૂર બનેલો જોઇને હું તો એમની દૂતી બનીને ત્હારી કને આવી છું.

૧૧૩ ઉર્વશી

(અંધારપટ તજીને પ્રકટ થતી) અરે એટલામાં જ તું મ્હને તજે છે કે?

૧૧૪ ચિત્રલેખા

કોણ કોને તજે છે, તેનું પારખું મુહૂર્તમાં જ થઇ જશે. અલિ ભ્હાવરી, સભ્યાચાર સંભાર.

૧૧૫ ઉર્વશી

(રાજા કને આવતી સલજ્જ) મહારાજનો જય!

૧૧૬ રાજા

(સહર્ષ) સુન્દરિ,

અનુષ્ટુપ વૃત્ત

જય શબ્દ ખરો આજે જયોચ્ચાર સુણી જ આ
મુખે, જેણે ન એ શબ્દો ભણ્યા ઇન્દ્રેતરે કદિ. ૧૬

હાથે સાહીને આસને બેસાડે છે.

૧૧૭ વિદૂષક

ભવતિ, આપ જ્યાંથી આવો છો તે રાજ્યમાં કેવું ય અવેર હશે! રાજાના પ્રિય વયસ્ય બ્રાહ્મણને પણ નમસ્કાર નહીં!

ઉ૦ સસ્મિત વિ૦ને વન્દન કરે છે.

સ્વસ્તિ, ભવતિ!

૧૧૮ આકાશચારી દેવદૂત

(નેપથ્યમાંથી અવાજ) ચિત્રલેખે, ઉર્વશીને કહિયે—સત્વર!

માલભારિણી વૃત્ત

મુનિશ્રી ભરતે ત્હમો ભણાવ્યાં
રસ આઠે મય નાટ્ય લાસ્ય, તેનો
મરુનેશ હવે સભા સમક્ષ
જર ઇચ્છે છ પ્રયોગ, અપ્સરાઓ ! ૧૭

સૌ સાંભળી રહે છે. ઉ. વિષાદ નિરૂપે છે.

૧૧૯ ચિત્રલેખા

પ્રિય સખિ, દેવદૂતનો સંદેશ તો તેં સાંભળ્યો; મહારાજની રજા મેળવી લે

૧૨૦ ઉર્વશી

(સનિઃશ્વાસ) અરેરે, મ્હારી વાચા જ સીવાઇ ગઇ !

૧૨૧ ચિત્રલેખા

મહારાજ, અપ્સરા તો દેવદાસી. ઉર્વશી અપરાધમાં ન આવે માટે સુરલોકમાં હાજર થઇ જવાને ત્હમારી રજા ઇચ્છે છે.

૧૨૨ રાજા

(પ્રયત્ને બોલી શકતો) મહેન્દ્રની આણ પણ ત્હમે અવગણો એવી મ્હારી ઇચ્છા હોય જ નહીં, કિન્તુ રખે અમને ભુલી જતા !

જાય છે વિયોગદુઃખ નિરૂપતી ઉ. સખી સાથે.

(સનિઃશ્વાસ) સખે, આંખોની સાર્થકતા જ રહી નહીં !

૧૨૩ વિદૂષક

(ભૂર્જપત્ર દેખાડવા ઇચ્છતો) અરે આ રહ્યું —

(એટલાથી જ અટકી પડીને સ્વગત) અરરર ! ઉર્વશીનું ચમત્કારિક રૂપ જોવામાં એ ફોતરું હાથમાંથી પડી ગયું તેનું ય ભાન રહ્યું નહીં.

૧૨૪ રાજા

ભાઇ, તું શું કહેવા ઇચ્છે છે?

૧૨૫ વિદૂષક

રખે ને ત્હમે હતાશ થઇ જતા! એ ભગવતીનો ભાવ ત્હમારામાં એટલો તો જામી ગયો છે, કે તે ઘટવા પામે એમ બને જ નહીં.

૧૨૬ રાજા

મ્હારું દિલ પણ એવી જ ધારણા કઇ રહ્યું છે.

અનુષ્ટુપ છંદ

**કાયા તો અન્યવશ, તે સ્વતંત્ર ઉર હું વિધિ**
**મુકી ન્યાસ ગઈ વ્હાલી શું સ્તનોચ્છ્વાસિતો વડે. ૧૮**

૧૨૭ વિદૂષક

(સ્વગત) આ પેલુ ભૂર્જપત્ર પોતે સંભારશે, એમ પળે પળે મ્હારું હૃદય ધ્રુજી રહ્યું છે.

૧૨૮ રાજા

હવે દૃષ્ટિ શાણે ગચશે? (સાભિનય) અરે, લાવો નો, મિત્ર, પેલું ભૂર્જપત્ર!

૧૨૯ વિદૂષક

(સવિષાદ) અરે, દેખાતું જ નથી ને! શું ઉર્વશીને માર્ગે એ પણ ગયું, હેં!

૧૩૦ રાજા

મૂર્ખ નફકરો નહી તો! અરે શોધો, ગોધી કાઢો!

૧૩૧ વિદૂષક

(ઉઠીને) અહીં હશે? આણી ગમ ગયુ? આ પાસે? ગેલુ હશે?

એમ બહુવિધ નાચના અને બીજા વિચિત્ર ચાળા કરતો એને શોધવાનું નિરૂપણ કરે છે.

પ્રવેશે છે સપરિવાર દેવી કાશીરાજપુત્રી ઔશીનરી.

૧૩૨ દેવી

અયિ નિપુણિકે, સાચે જ તેં આર્યપુત્રને અને આર્ય માણવકને લતાગૃહમાં પેસતા દીઠા ?

૧૩૩ દાસી

બહેનું બા, ક્યારે ય ત્હમારી પાસે અમથૂ બોલી છું ?

૧૩૪ દેવી

તો લતા પાસે લપાઇ એમની ખાનગી ગોઠડી સાંભળીશ, જેથી ત્હારી બાતમીમાના સાચાંજૂઠા જણાઇ આવશે.

૧૩૫ દાસી

આજ્ઞા !

બન્ને પરિક્રમે છે.

૧૩૬ દેવી

અયિ, જો તો પેલું ચીરના ચીથરા જેવું દક્ષિણ વાયુ આ ગમ ઉરાડે છે, શૂ છે એ ?

૧૩૭ દાસી

( ધારીને જોઇ ) એના ઉપર તો, બા, આ અવળું ફર્યું તેમા અક્ષરો લખેલા લાગે છે, તે એ તો ભૂર્જપત્ર છે. વાહ, આવીને વળગ્યું એ તો ત્હમારા જ નૂપુરને મોગરે.

( ઉપાડી લઇ ) વાચુ કે બા ?

૧૩૮ દેવી

પ્હેલી મનમા વાચી જો ને અનુચિત નહીં હોય તો પછી સાંભળીશ.

૧૩૯ દાસી

આ સાહેબ, આ તો પેલી ઉડતી વાયકા જેવુ જ કંઈક લાગે છે કદાચ સ્વામી ઉપર ઉર્વશીનું આ પદ પણ હોય. આપણે હાથ આવ્યુ તે તો આર્ય માણુનકની ગફલતે જ.

૧૪૦ દેવી

તો તો લે સાંભળાવ જોઉં

( રાજાએ વાચ્યું તે ઉપર આવી ગયેલું પદ ફરી વંચાય છે. ) ( સાંભળી રહેતા એકદમ ) વાહ, અલિ, એ અપ્સરાના આશકને આ જ ભેટ સાથે મળિયે.

બન્ને લતાગૃહમા પ્રવેશે છે: લપાઇને ઉભા રહે છે

૧૪૧ વિદૂષક

વયસ્ય, પવને ઉડતું પેલું ક્રીડાટેકરીના ઢાળ ઉપર એ શું દેખાય છે જુવો તો!

૧૪૨ રાજા

( ઉઠીને ) હે વસન્તસખા દક્ષિણાનિલ! હે ભગવન્!

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

સૌભાગ્યૂં રજ પુષ્પ પુષ્પ મધુએ તે ગંધ કાજે હન્;
વ્હાલીનૂં પ્રણયાક્ષરી પદ લખ્યૂં જાતે વૃથા કાં હર?
વાનાં કૈં કઇં એહવાં બનિ રહે હૃદ્દ્રવ્ય કામીતણાં,
જાણે તે ન તું શૂં સ્વયં પરિચયે, હે અંજનાવલ્લભ? ૧૯

૧૪૩ દાસી

બા, આની જ ગોધ ચાલી રહી છે!

૧૪૪ દેવી

( ચૂપ રહેવા સંજ્ઞા કરતી, ડાકી દબાવીને ) એમ જ.

૧૫૫ દેવી

નિપુણિકે, બ્રાહ્મણે પોતાના વયસ્યની વ્હાર તો ખાસ્સી કરી !

૧૫૬ વિદૂષક

અરે એમ શાને કહો છો ? પિશાચ પણ ખાનપાનથી લ્હાડો પડે છે.

૧૫૭ રાજા

મૂર્ખ, પરાણે મ્હને ગુનેગાર ઠોકી બેસાડ છ !

૧૫૮ દેવી

આપ ગુનેગાર હો જ નહીં. આમાં ગુનો તો મ્હારો જ, જે આપને દીઠી ય ગમતી નથી, તથાપિ અહીં આંખ સામે ખોડાઇ રહી છું. આ ચાલી !

ક્રોધાવેશમાં નીકળે છે.

૧૫૯ રાજા

(પાછળ જતો)

આર્યા છંદ

ગુનેગાર છું પૂરો,
રોષ શમાવી પ્રસન્ન થા, દેવી;
ક્રુદ્ધ કરે માલિકને
કિંકર તે ક્યાંયિ નિર્દોષ ? ૨૦

૧૬૦ દેવી

(સ્વગત) આ આમના પ્રણિપાતથી રાજીરાજી થઇ જાવું એવી છીછરી હું નથી; જોકે માનના આવેશમાં આ અવગણું છુ, તે આગળ ઉપર મ્હને સાલવાનું જ.

રાજાને તરછોડીને સપરિવાર ચાલી જાય છે.

૧૧૧ રાજા

(ઊંચે જોઇ) ખરે જ મધ્યાહ્ન થઇ ગયો.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

તાપે કાયર થૈ કલાપિ વિરમે ક્યારા મહીં શીતલ,
ઓલી તાજિ કણેરપાલિ અલિ યે લેટત તે ઠેકડે;
કારંડો સરવારિ ઉષ્ણ તજિને સેવી રહે પંકજ,
ક્રીડાપિંજરમાં રટે 'સલિલ રે ! પાણી અરેરે !' શુક. ૨૨

સૌ જાય છે.

ઇતિ અંક રજો

# અથ અંક ૩જો

## પ્રવેશક

સ્થલ : મુનિશ્રીનો આશ્રમ      સમય : ૧લા અંક પછીનો –
સૂર્યોદય પ્હેલાંની ઘટિકા

પ્રવેશે છે (૧) ગાલવ (૨) પલ્લવ નામે ભરતમુનિના શિષ્યો

૧ પ્હેલો શિષ્ય

ભાઇ પલ્લવ, ઇન્દ્રસદને સિધાવતાં ગુરુજીએ આસનાદિ ત્હને સોંપેલાં, મ્હને તો આ વેદિનાં કર્તવ્યકર્મો માટે પાછળ રાખેલો. એટલે પૂછું છું, ગુરુજીના નાટ્યપ્રયોગે દિવ્ય પરિષદ્ પ્રસન્ન થઇ હતી ખરી ?

૨ બીજો શિષ્ય

ભાઇ, પ્રસન્નતાની તો શી ખબર ! એ શારદાપ્રણીત 'લક્ષ્મીસ્વયંવર'માંના રમે રસે તલ્લીન તો લાગતી'તી; પણ —

૩ પ્હેલો શિષ્ય

પણ ત્હારે કંઇક દોષ જણાવવાનો છે, એમ કે ?

૪ બીજો શિષ્ય

હા, ગાલવ, ઉર્વશીના બોલમાં ચૂક આવી ગઇ.

૫ પ્હેલો શિષ્ય

શી ?

૬ બીજો શિષ્ય

ઉર્વશી થઇ'તી લક્ષ્મી, અને મેનકા, વારુણી. ત્યાં વારુણી લક્ષ્મીને પૂછે છે, "સખિ, સમગ્ર ત્રૈલોક્યના પુરુષરત્નો, લોકપાલો, અને કેશવ પોતે અહીં એકત્રિત છે, તે બધામાંથી ત્હારું દિલ કોના ઉપર ઢોળે છે વારુ ?"

૭ પહેલો શિષ્ય

પછી ?

૮ બીજો શિષ્ય

ત્યાં જવાબ હતો 'પુરુષોત્તમ', પણ ઉર્વશીની જીભે બોલાઇ ગયું — 'પુરૂરવા'.

૯ પહેલો શિષ્ય

ઇંદ્રિયો દૈવાધીન ! ગુરુજી એના ઉપર ન ક્રોધ્યા ?

૧૦ બીજો શિષ્ય

અરે એમણે તો તેને શાપ દઇ દીધો. પણ ઇંદ્રે વળી અનુગ્રહ કર્યો

૧૧ પહેલો શિષ્ય

એટલે ?

૧૨ બીજો શિષ્ય

ગુરુજીનો શાપ આ,— "તેં મ્હારી કેળવણી કલંકિત કરી, તો જા પડ ભૂલોક !" પણ નાટકાન્તે શરમિંદી નીચું ઘાલી રહેલી ઉર્વશીને મહેન્દ્ર કહે, "જેના ઉપર તું મોહી પડી છો તે રાજર્ષિ છે સમરાંગણોમાં મ્હારા સહાય, એટલે આ નિમિત્તે તેનું પ્રિય પણ સાધવું કર્ત્તવ્ય ગણું છું. તો જા તું એ ત્હારા પ્રીતિપાત્ર પુરૂરવાને આશરે, એની સહચરી થઇ રહેજે, એ રાજર્ષિ તેં પ્રસૂત પોતાના સંતાનનુ સુખ જુવે ત્યાં લગી."

૧૩ પહેલો શિષ્ય

હૃદયોના જાણ ઇંદ્રે પોતાની સત્તાને શોભાવે એવો તોડ કર્યો.

૧૪ બીજો શિષ્ય

( સૂર્યોદય જોઇને ) આ કથાવાર્તામા ગુરુજીની સ્નાનવેળા ય થઇ ગઇ : ચાલ હાજર થઇ જઇયે એમની સેવાચાકરીમા.

જંને જાય છે.

ઇતિ પ્રવેશક

| | |
|---|---|
| સ્થળ : ગજાના મણિહર્મ્ય નામે મહેલ આગળ તેની અગાસીએ જવાનો રસ્તો અને તે પછી તે અગાસી | સમય : પ્રવેશમાંના સેવાર પછીનો— સંધ્યાકાળનો અને તે પછી એક પ્રહર લગીનો |

૧૫ કંચુકી

મંદાક્રાંતા વૃત્ત

ચાહે છે સૌ ચડતિ વયમાં ખુબ પૂંજી કમાવા
ને વાર્ધક્યે કુલભર સુતે ભાળવી શ્વાસ ખાવા;
સેવા નારીપુર તણી, અહો કષ્ટ ! કારા ગરિષ્ઠા,
— દેહે શક્તિ-ઘટ, ત્યમ અરે હ્યાં વધારે પ્રતિષ્ઠા ! ૧

( પરિક્રમનો ) વ્રતદીક્ષિત કાશીરાજપુત્રી ફરમાવે છે, " મેં માન મુકી દઇને મહારાજને વિનંતિ તો નિપુણિકાને ક્યારની મોકલીને કરી રાખી છે, તોપણ પાછા ત્હમે પોતાને વિજ્ઞાપના કરો." એટલે મહારાજની ગાયિસેવા થઇ રહેવામા હોય ત્યાં જ હાજર થઇ જાઉં.

( બે ડગલાં વધી ચોતરફ જોનો ) મહેલાનોમાં સાયંકાલ ખરે જ સોહામણો બની રહે છે : જુવો આ —

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

છત્રસ્તંભ ચઢી મયૂર નિંદરે, જાણે ઘડેલા જડ્યા !
ગોટે ગોટ સુગંધિ ધૂપ વડભી જાયે, કપોતો નર્યા !
રાણીવાસ વડારણો નિયત ગો કાર્યે હિમે ઘૂમતી,
હ્યાં ત્યાં મંગલદીપિકા પ્રકટતી, પૂજાફૂલો વેરતી. ૨

*શ્લો ૧ : " આપવાની પ્રતિપાદ્" એ પાઠ સોંધો છે.

(પડદા પાછળથી પ્રકાશ આવતો દેખી) અહો, પોતે આમ જ પધારે છે.

પુષ્પિતાગ્રા વૃત્ત

પરિજનવનિતાસમૂહમધ્યે,
કરધૃત દીપક-ભાસ-શોભિ પંથે
વિચરત, દિસતા સપક્ષ ગિરિ શા
ફુલફુલશોભિ કણેરવૃન્દ-વીંટ્યા. ૩

તો દેવની નજર પડે એમ અહીં જ થોભી ગઇ જોઉં.

પ્રવેશે છે ઉપર નિર્દિષ્ટ પરિવારવાળો રાજા, અને વિદૂષક.

૧૬ રાજા

(સ્વગત)

આર્યા છંદ

કર્તવ્યે વ્યથ વિસારી
યથાતથા સહિ લિધી દિવસવેળા;
વણવિનોદ અતિલાંબા
રાત્રિપ્રહરો જશે ક્યાંથી ! ૪

૧૭ કંચુકી ૬

દેવશ્રીનો જય. દેવ, દેવીની વિજ્ઞાપના છે, "મણિહર્મ્યની અગાશી ચંદ્રદર્શન માટે ઉત્તમ સ્થાનક, ત્યાં ચંદ્રરોહિણી સંયોગની ઘડી લગી આપ પણ ભગવાનના દર્શનમાં મ્હને સાથ આપવા કૃપા કરશો."

૧૮ રાજા

દેવીને કહિયે "જેમ તમે ગમે."

૧૯ કંચુકી

જી !

૨૦ રાજા

વયસ્ય, દેવીનો આ ઉપક્રમ શું વ્રતની ખાતર જ હશે?

૨૧ વિદૂષક

વ્રતનું નિમિત્ત ખરું; પણ આપનો પ્રણિપાત ન ગણકાર્યા ગદલ પછી ભવતીને વિમાસણ થતાં પોતાનો એ દોષ ધોઈ નાખવાનો પણ એમનો હેતુ ખરો.

૨૨ રાજા

ઉચિત કહો છો:

આર્યા છન્દ

તિરસ્કરી પ્રણિપાતો
પસ્તાઇ પછિ માનિની બળે મનમાં;
અનુનયતાં પ્રિય તોપણ
લજવાતી અંતરે છાની.

તો આગળ થા, મણિહર્મ્યની અગાશીએ જઈએ.

૨૩ વિદૂષક

આમ, દેવ! આ સંધ્યાકાળે રમણીય મણિહર્મ્ય અને આ આવ્યાં એનાં ગંગાતરંગાનુકારી શોભાવાળાં સ્ફટિક-શિલાનિર્મિત પગથિયાં.

૨૪ રાજા

સહ પ્રવેશે

સૌ સીડી ચડવાનું નિરૂપણ કરે છે.

---

શ્લોક ખાસ નિપુણોને ઉદ્દેશીને ખડિયે તો પંક્તિ બે ત્રણ ને અર્થ
— અનુનયતાં પ્રિય પૂરો ખંખાતી તો ય લજવાયે.

૨૫ વિદૂષક

(જોઇને) અહો, ચંદ્રોદય થવામા છે ને ! આ પૂર્વ દિશા તો જુવો, અંધારૂ પાતળું પડી જતા સમુજ્જ્વલમુખી થતી આવે છે

૨૬ રાજા

દ્રુતવિલંબિત વૃત્ત

ઉદયશૈલ નિગૂઢ શશાંકના
તિમિરજાલ વિખેરિ દિયે કરો;
અલકજાલ સમેટત ઇન્દ્રની
હરત લોચન દીપ્તમુખી દિશા. ૬

૨૭ વિદૂષક

અને જુવો જોઇ લ્યો, આ દ્વિજોનો રાજા ઊગ્યો પણ, જાણે ખંડિત લાડૂ જ

૨૮ રાજા

( હસી પડી ) ખાઉધરાને જ્યા ને ત્યા ખાવાની જ વાત ( સપ્રણામ ) ભગવન્ નિશાકર !

માલ્યભારિણી વૃત્ત

રવિમાં લય પામતો અમાસે,
વિબુધો ને પિતૃ તર્પતો સુધાએ,
નિશિ જાગ્રત છેદતો તમોને,
પ્રણમૂં હું શિવમૌલિરત્ન તૂંને ! ૭

૨૯ વિદૂષક

વયસ્ય, એ આપના પિતામહ જ બ્રાહ્મણમુખે હવે રજા આપે છે કે આસન ગ્રહો. તમે બિરાજો એટલે હું પણ નિરાતે બેસું.

૩૦ રાજા

(ઍમી પરિજનને) ચાંદની નીકળી તેમાં હવે આ દીવીઓ ઝાંખી પડે છે: તમે સૌ વિરમો.

૩૧ પરિજન

જી !

ચાલી જાય છે

૩૨ રાજા

વયસ્ય, દેવી આરંભે હજી મુહૂર્ત પછી, ત્યાં આ એકાન્તમાં હવે મ્હારા હાલ જણાવું.

૩૩ વિદૂષક

આપોઆપ દેખાઇ આવે છે. પણ એ ભવતીનો એટ-એટલે પ્રેમ જોતા આશાને આશરે ધીરજ રાખી શકાય

૩૪ રાજા

ખરૂં તોપણ મનની આતુરતા ય વધી ગઇ છે.

આર્યા છંદ

સરિતાપટ શૈલાના
વિકટ સંકુલે શતમુખ ગતિ કરતો,
મનમિજ પણ વિઘ્નોએ
સ્ખલિત થતો શતગણો સાલે. ૮

૩૫ વિદૂષક

આપનાં અંગીંગ ક્ષીણ થયાં છતાં સવિશેષ તેજ મારે છે, તે ઉપરથી ધારૂં છું કે પ્રિયાસમાગમની ક્ષણે હવે આવી લાગી છે.

૩૬ રાજા

(શકુન થયાનું નિરૂપણ કરતો)

અનુષ્ટુપ વૃત્ત

આશામધુર બોલે તું, ભારે પીડ હરે મુજ;
તેમ આ જમણો હાથ સ્પન્દે ઉમેદ ઊચરે. ૯

૩૭ વિદૂષક

અરે બ્રાહ્મણનું વચન, મિથ્યા જવાનું જ નહીં !

રાજા આશા નિરખતો બેસે છે.

પ્રવેશે છે અભિસારિકાવેશે ઉર્વશી, અને ચિ૦, આકાશમાર્ગે.

૩૮ ઉર્વશી

( પોતાની જાતને જોઇ રહેતી ) સખિ, ગમે છે કે ત્હને આ મ્હારો અભિસારિકાવેશ, આભરણ ન જેવા અને સાડી આસમાની.

૩૯ ચિત્રલેખા

એને પૂરતો વખાણવાને બોલ જ જડતા નથી અને થઇ આવે છે કે હું જ અત્યારે પુરૂરવા હોઉં તો કેવું !

૪૦ ઉર્વશી

સખિ, મદનની જ આણ ત્હને મળી હોય એમ મ્હને એકદમ એ સુહાગીને આવાસે લઇ જા.

૪૧ ચિત્રલેખા

અરે આ બીજા કૈલાસશિખર જેવા ત્હારા પ્રીતમના ભવન આગળ આવી પ્હોંચ્યા.

૪૨ ઉર્વશી

તો દિવ્ય દૃષ્ટિએ જાણી પણ લે, બ્હેન, એ મ્હારો ચિત્ત-ચોર છે ક્યાં અને કરે છે શું ?

૪૩ ચિત્રલેખા

(સ્વગત) જરા બનાવું તો ખરી. (પ્રકટ) એ તો પ્રિયાનો મનોરથસમાગમ સુખે અનુભવાય એવા એકાન્તસ્થાને તે ભોગવી રહ્યા છે.

ઉર્વશી ઉદાસ બને છે

(સસ્મિત) અરે ભોળી, મનોરથસમાગમ ત્હારો જ, બીજી કોઈની વાત જ કેવી !

૪૪ **ઉર્વશી**

(સોચ્છ્વાસ) આ ગોઝ્યા હૃદયને સંદેહમાં પડતાં વાર જ લાગતી નથી.

૪૫ **ચિત્રલેખા**

(જોઈને) આ શિરાજે એ ગજર્ષિ મણિહર્મ્યે, પાસે એમનો મિત્ર જ છે, ચાલ, મળિયે

અન્ને ફરે છે

૪૬ **રાજા**

વયસ્ય, ગત વધતી વધતી મદનપીડા ય વધારતી જાય છે.

૪૭ **ઉર્વશી**

આ અસ્ફુટ વચને હૃદય પાછું ધ્રુજે છે. તો વ્હેમ ગદે જ નહીં ત્યાં સુધી ઓનારપડે જ આમની મિત્રગોષ્ઠી સાંભળિયે

૪૮ **ચિત્રલેખા**

ભલે

૪૯ **વિદૂષક**

આ સુધાકર ચંદ્રકરો સેવો ને.

૫૦ **રાજા**

એ કશા ય ઉપચાર આટઆટલી પીડામાં લાગુ ન પડે.

**હરિણી વૃત્ત**

**સુમનશયનીયે ના તાજું, પ્રફુલ્લ ન કૌમુદી,**
**ન દિ મણિશલાકા અંગોગે, રસે ન સુકાષ્ઠની,**
**જ્વર શમવવા તે દિવ્યાંગી સમર્થ બને, કયવા —**

૫૧ ઉર્વશી

(વચ્ચે જ) બીજી કોણ વળી ?

૫૨ રાજા

—ગુપત હળવી મીઠી વ્હાલી તણી રસગોઠડી. ૧૦

૫૩ ઉર્વશી

હાશ, આ હૃદયે મ્હને તરછોડીને અહીં ભરાઇ બેઠું તેનું ફળ અત્યારે મળે છે.

૫૪ વિદૂષક

હાસ્તો, મ્હને પણ જ્યારે હરિણીનું સ્વાદિષ્ટ આમિષાન્ન નથી મળતું ત્યારે તેના સ્વાદસીધી તને આશામાં ને આશામાં રાચું છું.

૫૫ રાજા

પણ એ તો ત્હને ઘણું ય મળે છે.

૫૬ વિદૂષક

ત્હમને પણ ભવતી અચિરેએ આવી મળવાનાં.

૫૭ રાજા

મ્હને તો એમ જ થયા કરે છે કે—

૫૮ ચિત્રલેખા

અયિ લોભિયણ, સાભળ, સાભળી લે !

---

શ્લોક ૧૦—બીજી પંક્તિનો અર્થ આમ પણ થાય—સુરત પણ ના અંગે અંગે, ન હાર મહીંતણો.

આપણ પત્રમાં હરિણીમાંસને બદલે "શિખરિણી રસાસ્વાદ" પાઠ મોદે મુકાડવામાં આવેલો છે, મોઢ જૈન વગેરે બ્રાહ્મણો પણ બ્રાહ્મણ તો ખરા પરંતુ આહારવિષયક નથી એવા અને સૌ તો બ્રાહ્મણો જ રહી, તે સૈકાઓના પંડિતોની એ હાથચાલાકી છે

૯ વિદૂષક

શું વળી ?

૧૦ રાજા

અનુષ્ટુપ વૃત્ત

આ ખમે અડક્યો એનો, રથના ગતિભંગમાં,
સુભાગી અંગ એ એક, ભાર રૂપ બિજાં બધાં. ૧૧

૧૧ ચિત્રલેખા

હજી પ કેમ વિલંબ કરે છે ?

૧૨ ઉર્વશી

(સમીપ થઈ જતાં, સનિઃશ્વાસ) અલિ, આ સન્મુખ આવી ઉભી, તોપણ મહારાજ તો એવા ને એવા !

૧૩ ચિત્રલેખા

અરે ઉતાવળી ! અંધારપટ તો તેં દૂર કર્યો નથી !

૧૪ (નેપથ્યમાં)

ભગિનિ, આમ પધારો આમ !

સૌ સાંભળી રહે છે; ઉ૦ ચિ૦ ખિન્નતા નિરૂપે છે.

૧૫ વિદૂષક

વયસ્ય રે, દેવી પધાર્યાં, હવે બોલે બોલ સંભાળજો.

૧૬ રાજા

તું પણ આમનચેષ્ટાદિએ સભ્ય બની જા.

૧૭ ઉર્વશી

સખિ, આપણે શું કરીશું ?

૧૮ ચિત્રલેખા

ગભરા નહીં, આપણે અદૃશ્ય છિયે મહારાણી વળી વ્રતોપવાસવેશે છે, અહીં લાંબું નહીં રોકાય.

પ્રવેશે છે પૂજા સામગ્રીવાળા પરિવાર સાથે દેવી.

૬૯ દે વી

(ચંદ્રને જોઇ રહેતી) નિપુણિકે, આ રોહિણીયોગે ભગવાન નક્ષત્રપતિ વિશેષ શોભી રહ્યા છે.

૭૦ દા સી

ભટ્ટિનીસની સંજોડે સવિશેષ શોભે જ.

સૌ આગળ આવે છે.

૭૧ વિ દૂ ષ ક

(રાજાને જ) અહો, મ્હને સ્વસ્તિપ્રસાદ આપવાના તેથી, કે વ્રતનિમિત્તે આપ ઉપરના રોષથી વિમુક્ત પોતાની ય પ્રણિપાતઅવગણના ધોઇ નાખવા ઉત્સુક છે તેથી, ગમે તેમ તોપણ અત્યારે એમના દર્શન આખો કરે એવા છે

૭૨ રા જા

(મિત્રને સસ્મિત) બન્ને વાત બેસતી આવે છે, પણ મ્હારી નજરમા તો તમારી બીજી વાત આવે છે

વંશસ્થ વૃત્ત

સફેત સાડી, વિરલાં જ ભૂષણો,
ન કેશમાં દર્ભ શિવાય મંડનો;
વ્રતે ત્યજ્યા પ્રિયપ્રિય માન સર્વથા.
પ્રસન્ન કાયા ય જણાય છું પરે. ૧૨

૭૩ દે વી

(આવી પ્હોચીને) આર્યપુત્રનો જય !

૭૪ દા સી ઓ

ભર્તાનો જય !

૭૫ વિ દૂ ષ ક

કલ્યાણ, ભવતિ !

૭૬ રાજા

પધારો, દેવિ.

હાથે સાહી આસને બેસાડે છે.

૭૭ ઉર્વશી

અલિ, આમને દેવી કહે છે તે યથાયોગ્ય કહે છે; કાન્તિપ્રભાવમાં ઇન્દ્રાણીથી લગીરે ઓછાં નથી.

૭૮ ચિત્રલેખા

વાહ, અદેખાઇ નામે નહીં એવું બોલી.

૭૯ દેવી

મ્હારા આ ખાસ વ્રતની સમાપ્તિમા આર્યપુત્રનો પુરસ્કાર જરૂરી છે, તો અકારી હાજરી મુહૂર્ત માત્ર સહી જજો.

૮૦ રાજા

અરે એ હાજરી તો ત્હમારી કૃપા છે તેમા સહેવાનું શું !

૮૧ વિદૂષક

અને આવા સ્વસ્તિપ્રસાદ સહી જવાના અનુભવ તો ફરીફરીને મળો !

૮૨ રાજા

આ દેવીના વ્રતનુ નામ ?

રાણી દાસી સામે જુવે છે

૮૩ દાસી

સ્વામિ, વ્રતનું નામ પ્રિયાનુપ્રસાદન.

૮૪ રાજા

અરે !

વંશસ્થ વૃત્ત

મૃણાલકૂંળી તુજ ગાત્રયષ્ટિ આ
નકામ, કલ્યાણિ, શું શોષતી વ્રતે ?
પ્રસાદ ત્હારો અભિલાષ જેહનો
અરે શું તે દાસ જ તેં પ્રસાદયો ! ૧૩

૮૫ ઉર્વશી

અહો આમ તો આ મોટાં માન આપે છે !

૮૬ ચિત્રલેખા

રે ભોળી, પ્રેમપાત્ર બીજું કરે ત્યારે તો રસિક નાયકોનું દાક્ષિણ્ય પ્હેલાં પાત્ર ઉપર ઉભરાઇ જાય !

૮૭ દેવી

આર્યપુત્ર અત્યારે આમ પ્રીતિવચન કહે છે, તે ય આ વ્રતનો મહિમા છે.

૮૮ વિદૂષક

વયસ્ય, મુગા જ રહેજો તમે, મીઠા વચનને પ્રીતિવચને ઉત્તર ન દેવાય.

૮૯ દેવી

છોકરીઓ, પૂજાપો આણો, અગાસીમાં બિરાજી રહેલાં આ ચન્દ્રકિરણોને પૂજું.

૯૦ દાસીઓ

( એકે એક આપે છે ) આ ફૂલ ! આ પત્ર ! આ ફલ ! આ જળ ! આ પંચામૃત ! આ ગંધ ! આ આરતી ! આ નૈવેદ્ય !

યથાવિધિ પૂજા કરે છે

---

લપણ ૮૯ની વિગત પ્રતોમાં ટુંકાવીને દર્શાવેલી છે તે અહીં ( લોક એક જ ભાષણરૂપે પણ ) પૂરતી સ્પષ્ટતાથી દાખલ કરી છે

૬૧ દેવી

નિપુણિકે, આ પ્રસાદના લાડુ, આર્ય આર્યમાણવકને.

૬૨ દાસી

જી. ભટ્ટજી, આ લ્યો તમે.

૬૩ વિદૂષક

( અતિપ્રસન્ન — રાણીને ) સ્વસ્તિ ! સ્વસ્તિ ! આપના વ્રતોપવાસ બહુ બહુ ફળજો !

૬૪ દેવી

આર્યપુત્ર, પધારિયે.

૬૫ રાજા

( સમીપ જઈને ) ફરમાવિયે.

૬૬ દેવી

( રાજાની પૂજા કરી આરતી ઉતારી પ્રણામ ) હે દિવ્યરૂપની રોહિણીરોહિણીપતિ, આપને સાક્ષી રાખીને આર્યપુત્રની સુપ્રસન્નતા કાજે પ્રતિજ્ઞા કરું છુ.

આજથી જે કોઈ સ્ત્રીને આર્યપુત્ર ચાહશે, જે પોતે આર્યપુત્રનો સમાગમ ચાહતી હશે, તે સ્ત્રીની સાથે હું પણ સ્નેહનું વર્તન રાખીશ.

૬૭ ઉર્વશી

આ કોને ઉદ્દેશીને તે ન જાણ્યું પણ એથી મ્હારો અન્તરાત્મા વિશ્રામપ્રસન્ન બની રહ્યું છે.

૬૮ ચિત્રલેખા

સખિ, આ મધુરા પતિવ્રતાની અનુજ્ઞાએ ત્હારો પ્રેમવ્યાપાર નો નિર્વિઘ્ન બની ગયું

૧૦૫ રાજા

અયિ, રાજર્ષિને આ રાણી વ્હાલી છે, તથાપિ આ હૃદયે પાછું વળાય એમ નથી

૧૦૬ ચિત્રલેખા

વાહ રે ! એમ નિરાશ જ પાછા વળી જવાનું તો કોઇ ન કરે !

૧૦૭ રાજા

( આસને પાછો આવી ) વયસ્ય, દેવી હજી આટલામાં જ હશે કે ?

૧૦૮ વિદૂષક

કરારે કહી નાખો જે મનમાં હોય તે. અતિરોગીને અસાધ્ય ગણી વૈદ્ય પડતો મુકે તેમ ભવતી પણ આપને.

૧૦૯ રાજા

અને આ ક્ષણે જો ઉર્વશી—

૧૧૦ ઉર્વશી

— કૃતાર્થ બની જાય !

૧૧૧ રાજા

શાર્દૂલવિક્રીડિત છંદ

છૂપી નૂપુરકિંકિણી જ શ્રવણે આ ર્હેજ્ણાયે મૃદુ,
કે વાંસેથિ કરામ્બુજે દબવિ દે આ માહરાં લોચન;
આવી છેક અહીં અગાસિ લગિ ને વ્રીડાબળે થોભતી,
તે વ્હાલી મુજ પાર્શ્વમાં કળબળે આણો સખીચાતુરી. ૧૫

૧૧૨ ઉર્વશી

સખિ, આ એમનો કોડ પૂરો પાડું

પાછળ જઇ રાજાનાં નેત્ર ઢાંકે છે, મિત્ર વિદૂષકને ઇશારો કરે છે.

૧૧૩ રાજા

( સ્પર્શસુખ નિરૂપી ) વયસ્ય, આ તો એ જ નારાયણોરુ-જન્મેલી વરોરુ.

૧૧૪ વિદૂષક

અહો, શાથી જાણી ગયા ?

૧૧૫ રાજા

એમાં તે શું ?

આર્યા છંદ

અંગ અનંગવિલાયલ
સુખશીતલ નવ બને પરસ અન્યે;
દિનકરથી ન, સુધાકર—
કરે જ તાજૂં અને કુમુદ. ૬૬

૧૧૬ ઉર્વશી

( હાથ ઉપાડી લઈ જરા આઘે થોભીને ) મહારાજનો જય !

૧૧૭ રાજા

પધારો સુન્દરિ.

એકાસને બેસાડે છે.

૧૧૮ ચિત્રલેખા

વયસ્ય, સુખી તો ખરા !

૧૧૯ રાજા

હા, આ પાસે આવી ગયું મ્હારૂં સુખ !

૧૨૦ ઉર્વશી

સખિ, મહારાજ ને મ્હને દેવીએ સોંપી દીધા. એમ એમની જ બનેલી, તે આ શરીરસ્પર્શનો વ્યવહાર મારો તો હજુ છે, રખે મ્હને આઘી કરતી.

૧૨૧ વિદૂષક

ગ ! સાંજ પડ્યાના જ અહીં છો કે ?

૧૨૨ રાજા

આર્યા છંદ

દેવીએ દૈ દીધો
એ અધિકારે જ એ પરસતી તું
તો વર શા અધિકારે
કે ઠગ, હરિ લીધ ઉર પ્હેલૂં ? ૧

૧૨૩ ચિત્રલેખા

વયસ્ય, આ મ્હારી સખી કને બચાવ ઉત્તર કશું જ નથી પણ જરા સાંભળિયે મ્હારી એક માગણી.

૧૨૪ રાજા

પૂરેપૂરી

૧૨૫ ચિત્રલેખા

મનુ ઉતર્યે ગ્રીષ્મની સૂર્યસેવાની પાળી મ્હારી છે, તો આ મ્હારી પ્રિયસખી સ્વર્ગસંભારણે ન ખિજાય, એટલી એની કાળજી આપને માથે.

૧૨૬ વિદૂષક

સ્વર્ગમાં તે સાંભરવા જેવું સરસું પણ શું છે જે — ત્યાં ખાને નહીં, પાને નહીં, ત્યાં તો આંખનો મટકારો ય નહીં એવું મત્સ્યજીવન જ જીવવાનું ને !

૧૨૭ રાજા

સોરઠા છંદ

લોકોત્તર સુખધામ ભૂલાવાય જ સ્વર્ગ શે ?
ત્યજું નારી તમામ — અન્યાનો ન પુરૂરવા. ૧૮

વસંતતિલક વૃત્ત

લાગે સુશીત અવ ચંદ્રકરો ય તેહ,
હેતા પ્રમોદ અવ કામશરો ય તેહ;
જે જે મ્હને અતિ હતું પ્રતિકૂલ, વ્હાલિ,
તે સર્વ તું મુજ થતાં પરમાનુકૂલ. ૨૦

૧૩૫ ઉર્વશી

આર્યપુત્ર, આપને વિરહપીડા લાંબી વેઠવી પડી તે કસૂર મ્હારી.

૧૩૬ રાજા

ના રે ના.

અનુષ્ટુપ વૃત્ત

દુઃખ માથે પમાતાં જે સુખ તે ન્હસ મીઠડાં:
તપતા બપોરઝાળે, તે રીઝે તરુછાયથી. ૨૧

૧૩૭ વિદૂષક

ભવતિ, વયસ્ય, આગલી ગતની ચાંદની પુરેપૂરી માણી. હવે પ્રવેશો નિશાવાસે.

૧૩૮ રાજા

તો આ ત્હારી સખીને માર્ગ દેખાડ.

૧૩૯ વિદૂષક

પધારિયે ભવતી, આમ.

સૌ પરિક્રમે છે.

૧૪૦ રાજા

સુન્દરિ, હવે એક જ માગણી.

૧૪૧ ઉર્વશી

શી વારુ ?

૧૪૨ રાજા

પુષ્પિતાગ્રા છંદ

વિરહસમયની નિશા વહી છે
શતગુણિતા અનવાપ્તકામતાવે;
અબ તુજ પડખૂં નિશા જ એને
શતગુણિતા સુખશીતલા વહાવો ! ૨૨

સૌ જાય છે.

ઇતિ અંક ૩જો

# અથ અંક ૪થો

## પ્રવેશક

સ્થલ . અન્તરિક્ષ

સમય : અંક ૩ની સમાપ્તિ પછીના કોઇ સૂર્યોદય પ્હેલાંનો

પ્રવેશે છે સહજન્યા અને ચિન્તાતુર ચિત્રલેખા

૧ અપ્સરા

(ચિત્રને જોઇને) બ્હેન, આ ત્હારૂં મુખ કરમાતા શતપત્ર જેવું નિસ્તેજ કેમ? હૈયું બેચેન છે? કહે ને બ્હેન આ ત્હારી ગ્લાનિનું કારણ, કે ત્હારા દુઃખની ભાગિયણ બની શકું.

૨ ચિત્રલેખા

સખિ, આપણે અપ્સરાઓ ભગવાન સૂર્યનું ઉપસ્થાન વારા પ્રમાણે કરિયે છિયે તેમાં આ ફેરે મ્હારો જીવ ઉર્વશી વિના કંઇ ઊંચો ને ઊંચો રહ્યા કરે—

૩ અપ્સરા

તમ બેનો સ્નેહ સૌ જાણે છે

૪ ચિત્રલેખા

— એટલે હાલ એના શા સમાચાર એવી ચિન્તામાંએ ધ્યાન ધરીને જોઉં છું. ત્યાં તો મ્હારી નજરે ભારે અશુભ બનાવ દેખાયો

૫ અપ્સરા

શો, બ્હેન?

૬ ચિત્રલેખા

ઉર્વશી અને એના રતિસહાય એ રાજર્ષિ ગન્ધપ્રુગ મૈત્રીઓને બાળની ગન્ધમાદન વનમા ચાલ્યા ગયા

૭ સહજન્યા

એવા સુંદર પ્રદેશોમા ભોગવિહાર તે જ સાચા પછી ?

૮ ચિત્રલેખા

પછી ત્યા એક વેળા મન્દાકિનીના આરામા કોઈ ઉદયવતી નામે વિદ્યાધરકન્યા રેતીના ઢિનપર્વત વાટ વડતી ખેલી રહી હતી, તેના ઉપરથી રાજર્ષિની દૃષ્ટિ ખસે નહીં, એનુ જોવામા આવતા તો ઉર્વશીને ઝાઝ ચડી

૯ સહજન્યા

ધના કાળ ! અતિપ્રેમ અસહ્ય ખરો હતો, અને તેમા વળી ઉર્વશીની પ્રકૃતિ ! પછી ?

૧૦ ચિત્રલેખા

ભર્તાએ ઘણી ય મનાવી, તે કહ્યુ ન ગણકાર્યુ, વળી ગુરુજનના શાપે ભાન ભૂલેલી, ભગવાન કાર્તિકેયે બાંધેલી મર્યાદા ય સાંભરી નહીં, અને એ તો સ્ત્રીજાતે વર્જ્ય કુમાર વનમા પેઠી પેસતામા તો ત્યા સીમાડે લતાઓ આવેલી છે તેમાની જ એક બની ગઈ !

૧૧ સહજન્યા

અફસોસ ! આનુ નામ જ વિધિની બલિહારી ! આવડો સ્નેહ ! તેમાથી જ એકાએક આવો અનર્થ ! વારુ, પણ એ રાજર્ષિના શા હાલ ?

---

ભાષણ ૬ રત્ન પામ્યનો કિનારાથી ૫૦ ? કાવ્યમાં નથી

૧૨ ચિત્રલેખા

અરેરે બ્હેન, એ જ વનમાં રાતદિવસ આથડે છે અ ઉર્વશીને માટે ફાંફાં મારી રહ્યા છે. વળી તેમાં હવે તો સુખ માણસને પણ ઉત્સુક બનાવતી આ વર્ષાઋતુ બેસે છે, તે એમને શું ને શું વીતાડશે!

૧૩ અપ્સરા

તોપણ, બ્હેન, આકળી ન થા. મ્હારી તો ખાતરી છે એવડી વિશિષ્ટ વ્યક્તિઓને લાંબો કાળ સહેવાનું હોતું જ નથી કોઇ ને કોઇ એમના ઉપર અનુગ્રહ કરશે, અને એ બંને પાછા મળશે જ. ચાલો, બ્હેન, સૂર્યોદયને વાર નથી તો સેવાકર્તવ્યમાં લાગી જઇયે.

જાય છે.

ઇતિ [ પ્રવેશક ]

સ્થળ : ગન્ધમાદન વન　　　　　સમય : વર્ષાઋતુ

મ્હેરી છે વેશચેષ્ટાદિએ ઉન્મત્ત દેખાતો પુરૂરવા.

૫૪ રાજા

( આકાશ ભણી નજરે, સરોષ ) એઇ રાક્ષસ ! દુરાત્મા ! ઉભો રહે ઉભો ! મ્હારી પ્રિયતમાને ઉપાડીને ક્યાં ભાગ્યો ! વાહ રે ઉદ્ધત ! પર્વતશિખરેથી કુદ્યો ગગનમાં અને મ્હારા ઉપર બાણો વર્ષાવે છે !

( ઘડી પછી સવિતર્ક )

હરિણી વૃત્ત

જલધર નવો ધીંગો આ તો, ન રાક્ષસ ઉદ્ધત;
નથિ ધનુ ચઢાવેલું, આ તો મહાધનુ ઈદ્રનું;
અસહ પડતી,–આ તો વૃષ્ટી, ન બાણપરંપરા;
અહ ! કનકરેખા આ વિદ્યુત, ન રે મુજ ઉર્વશી !　　૧

( દુઃખે મૂઢ બની જઇ પછી વળી વિચારતો ) અરે એ સુંદરી ક્યાં ગઇ હશે ?

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

કોપેલી શું રહે અદીઠ વિભવે ? લાંબૂ ન એ કોપતી;
ઊડી ગે સુરલોક શૂં ? ન હિ નહીં, છૂં ચિત્ત એને વસ્યો;
છૂં ઊભે શું હરાય ? એ પણ નહીં, દૈત્યે ન કો એહવો;
તો એ દૃષ્ટિપથે ન ક્યાંય દિસતી એ તે ચમત્કાર શો ? ૨

( નજર ચારે દિશામાં ફેરવી, સનિશ્વાસ ) અરે દૈવ ! સદ્ભાગ્ય પરવારે ત્યાં દુઃખ પર દુઃખ આવી જ પડે.

માલ્યભારિણી વૃત્ત

અણુચિન્તવિયા સુદાહ્યસા આ
દયિતાદીર્ઘ વિયોગમાં ફસ્યો છૂં,
ત્યહિં આ કપરી જ આદરે છે
નવમેઘો નિજ નિત્ય શીળિ લીલા. ૩

( હસી પડીને ) પણ હા ! હા ! હા ! ચિત્તની આ વધતી જતી અગનનો ઉપાય કરવામાં બડો બેદરકાર ! મુનિઓ પણ સ્વીકારે છે કે ' કાલનું કારણ રાજા ' : તો મ્હારે રાજ-શાસન શાને ન છોડૂં જે આ વર્ષાકાલે પાછા જવું ?

( બીજે તરંગે ચડી ) ના રે જીવ : અહીં અત્યારે રાજાની પદવીના તમામ વિશેષ ચિહ્નોપચાર આ વર્ષાઋતુ જ મ્હને ધરી રહી છે. જુવો —

મંદાક્રાંતા વૃત્ત

આ સોનેરી છત્ર મુજ શિરે અભ્ર વિદ્યુત્સળીનાં;
વાયૂ ધ્રૂન્તો નિચુલ તરુનાં વીંજતાં ચામરો આ;
વર્ષાખીલ્યાં ગલ ગજવતા મોર બન્દીજનો આ,
ધારાલક્ષ્મી નઝર ધરતા શૈલ આ શિખરીઓ. ૪

( ઉલટો તર્ક સ્ફુરતા ) ઠીક ઠીક હવે, એ બધા ઠાઠને વખાણ્યે શું સીઝવાનું ! ચાલ જીવ પ્રિયાની શોધ માટે આ વનને જ ખૂંદી વળું.

( નજર સામે કઈક જોઈને સહર્ષ ) વાહ, શોધ આદરતામાં ઉત્તેજને મળી આવે છે :

શ્લોક ૪ : ઉત્તરી લીટીમાં બીજો પાઠ — મોતીહારો નઝર...

આર્યા છંદ

આ લોકેળ નવીનો
લાલ તસર સજળ દોડલે જાણે
આણે સ્મૃતિમાં દયિતા
કુપિતાનાં નેણ ઉભરાતાં.

(કેટલીક વારે) પ્રિયા આ રસ્તે ગઇ હોય તો તેની નિશાની હોય વારુ ?

વસંતતિલક વૃત્ત

આ રેત ગૌતરફ છે વરસાદલીની,
ચાલી અહીં કયહિં ય હોય નિતમ્બિની જો;
ઊંડી છુપાઇ પગલી કુડિમાંહિ એડી
લાગી વડે દગ હરે અગતાતણી તો.

(પરિક્રમતા જોઇને સહર્ષ) મળી, મળી, એ રાયમા રોષમા આ જ રસ્તે ગયેની એમ ઠરાવતી એક નિશાની તો મળી

વંશસ્થ વૃત્ત

ગળેલ આંસૂ અહિં રંગ ઓષ્ઠનો
શુકોદરશ્યામ ધરન્ત બુદ્ધિ તે
સ્તનોચ્ચથી આ પડ્યું વસ્ત્ર સાંપડે,
– સરોષનાં ના ડગલાં પડે સમાં.

લાવ, ઉપાડી લઉં

(ઉપાડવા જતા એ વસ્તુ બરોબર ઓળખાઇ એટલે)

*શ્લોક ૭ પછીનું પહેલું વાક્ય પંક્તિ કે કાગેમાં નથી.

અરેરે ! આ તો છે ભોંયમાં જ નવા તૃણનાં ધાબાં, ઇન્દ્રગોપ કીડાવાળાં.

( દીર્ઘ નિઃશ્વાસ પછી થોડી વારે ) પ્રિયાના સમાચાર આ નિર્જન વનમાં ક્યાંથી મેળવવા ?

( નજરે ચડતાં ) વરસાદે તાજી કરેલી આ ડુંગરાળ ભોંયની મોટી શિલા ઉપર ચડીને આ —

આર્યા છંદ

જોઇ રહ્યો ઘનવૃન્દો
લાંબો બંકિમ પ્રસારતો કંઠ,
મ્હલવત શિખા ઝટીમાં,
ગજવત કેકાવળ કલાપી. ૮

( પાસે જઇ ) સારું, એને પૂછીશ.

અનુષ્ટુપ વૃત્ત

નીલગ્રીવ, સમુદ્રીવા વનિતાને અહીં વને
શ્વેતાપીંગ, અપાંગા જો દીઠી, દૃષ્ટવ્ય દીઠ તો. ૯

શું ? જવાબ દેતો નથી ને નાચવા મંડી પડે છે ! એને તે આટલો બધો હરખ શાથી હશે ? ( વિચારની ગડ બેસતાં ) હા સ્તો, સમઝી ગયો.

માલિની વૃત્ત

દયિત અદિઠ થાતાં આ થયો બેહરીફ
લઘુલહરહિલોળે ચક્ચકાવે કલાપ :
ખુશ ખુશ બનતો આ એમ, – જો પુષ્પખીંચી

શ્લોક ૯ છેલ્લું ચરણ બીજો પાઠ – દશા, – નષ્ટા ન તેહ તો.

રતિક્ષુટિ લટશોભા હોત હ્યાં ઉર્વશીની,
ક્ષણ પણ ટકતે શૂં એહનો રૂપગર્વ? ૧૦

એટલે એ પાછી વિપત્તિએ હરખાતાને ન જ પૂછ્યુ.

(પરિક્રમના બીજે સ્થાને આવીને) આ દેખાઇ સામેના જાંબૂડામા કોયન, ઉન્હાળો જતા મતવાલી બનેલી એ બાઇ ધખી-જાતમા પીડિતા, રસચતુર એને જ પ્રાર્થૂં.

હે ભવતિ,

વસન્તતિલક વૃત્ત

દૂતી ત્હને મદનની મદનાર્ત્ત કહેતા;
ને માનિની ગણિ જતી તુજ કૂજનામ્રે;
તો કૂકુજાપ જપતી અયિ! એહને હ્યા
કે દોર ઝટ્ટ મુજને નિકટે પ્રિયાની. ૧૧

શૂ કહે છે ભવતી? મ્હારૂ આત્મઆત્સુ દાન તો ય મ્હને છાંડીને રીહ ચાલી ગઇ? — એમ ભવતી પૂછે છે? સાભળો આર્યે!

વિયાગિની છંદ

નવ વાંક જરાય કોઇ દી
સમ ખાવા,–પણ તો ય એ રહી;
રમણે પ્રભુતા બજાવતી
નિજ છન્દે વચકાય સુન્દરી. ૧૨

(આશામા બેસે છે, નવ વાક ફરીથી જોને છે, પછી કોયલ પ્રતિ જોઇ રહીને) અરે આ તો મ્હને કોડુ પણ ન આપતા પોતાની જ પ્રવૃત્તિમા મચી રહે છે?

*શ્લોક ૧૦ છેલ્લુ ચરણ બીજો પાઠ – ક્ષણ જ ગલતે તા એહનો

માલિની વૃત્ત

પરદુખ યદિ મોટું તો ય સૌ ટાળું કહેતૂ;
વિપદવશ અમ્હારી ના ગણી આ વિનંતી;
ફળ ગળચટું તાજું રાજજાંબૂનું એ તો
અધર સમ મદાન્ધા ચરચરો છે સુખેથી. ૧૩

(જરા વારે ઉભીને) ભલે એ એવી એનો કંઠ તો પ્રિયાના જેવો જ મીઠું છે ને! —એના ઉપર કોપ ન હોય

(પરિક્રમે છે) ચાલ ત્યારે, આગળ (કાન માંડતો) પેલી દક્ષિણ તરફ કંઈક સંભળાય છે પ્રિયાની પગનીના સાથી ઝાંઝરનું ઝણકાર જેવું ત્યાં જાઉં

(તેમ કરીને) હાય! હાય!

અનુષ્ટુપ છંદ

દિશાઓ મલિની ભાળી રાજહંસો સમુત્સુક
જવા માનસ કૂજે આ, ન્હોય એ નૂપુરધ્વનિ. ૧૪

તો આ ચાલી નીકળતા મહાપંખી તળાવમાંથી ઉડી જાય તે પહેલાં પ્રિયાના સમાચાર એમની કનેથી મેળવી લઉં

(પાસે જઈને) અહો સરિત્વાસી ખગરાજ,

વસંતતિલક વૃત્ત

અત્યાતુરા ઉડિ જવા સર માનસે હે,
હેઠે મૃણાલ મુકશો, ફરિ પાછું લેજો.
ટાળો જિ શોક મુજ ભાળ દઈ પ્રિયાની!
દેશે સ્વકાર્ય પર યાચન કાજ સન્તો. ૧૫

( એકને જ જોઇ રહી ) આ તો ઊંચે મુખે જ જોઇ રહી છે તે જાણે જણાવી દે છે જે માનસસર માગેની લગનીમા મે આજુબાજુ જોયૂ જ નથી

વારુ, પણ —

પુષ્પિતાગ્રા છંદ

યદિ, હંસ, નિહાળિ વાંકડીભ્રૂ
સરતીરે મુજ તે કદા નહીં તે,
વદ, તસ્કર, ચોરિ કયાંથિ એની
લટકાળી વિલસીત ચાલલીલા? ૧૬

( છક પાસે જઇ હાથ જોડીને ) માગે જ લીનૂ છૂ, —

અનુષ્ટુપ વૃત્ત

હે હે હંસ, પ્રિયા મ્હારી, ચાગી તેં ચાલ એહની;
એંશચોર હરે તેણે દ દેવૂ જ બધૂ પડે. ૧૭

( ખડખડ હસનો ) હ હૂહા ! હૂ રાજા નો ચોરને દંડનારો, એમ ભયથી એ તો ઊડી જ ગયો !

( પરિક્રમતો ) વારુ, આ મેંઠો છે ચકનાક એની પ્રિયા મોડે લાગ, એને પૂછિયે

અનુષ્ટુપ વૃત્ત

રથીગ, દ્ પમો છેટા રથાંગા મખિરી યકી;
મનોરથશતે પૂછૂં તુને જોક મહારથી. ૧૮

( ટીકા સાભળીને ) શૂ ? "ક કૂ" ! બસ, ભાઇ, બસ ! તે મ્હને ન ઓળખ્યો ?

અનુષ્ટુપ છંદ

સૂર્ય છે માહરા નાના, દાદા છે રોહિણીપતિ;
વસુધા ઉર્વશી બે યે વરેલા હું પતિ સ્વયં. ૧૯

કેમ મેં બીડી દીધું? તો તો એને ઠપકો દઉં.

હરિણી છંદ

કમલદલ વાંસે યે ત્હારી સહી પલ જો સરે
અસહ વિરહક્ષોભે ત્યાં તો પ્રતાર તું આદરે;
રતિ તુજ દિસે આવી, આવી વિયોગદુખે દશા,
તદપિ વિરહી હું ને શાને વૃતાંત ન ક્‌હે કશા? ૨૦

વ્યર્થ! અરેરે, આ બધું અત્યારે મ્હારાં કમનસીબનું જ પરિબળ લાગે છે.

તો ચાલ, જીવ, બીજે સ્થલ

( થોડું પરિક્રમી ) ના, ના, નથી જવું.

અનુષ્ટુપ વૃત્ત

મ્હને રોકે છ આ પદ્મ અલિગુંજતરવે ભર્યું,
અધરક્ષતસીત્કારે ભર્યું શું મુખ એહનું. ૨૧

વારુ, અહીંથી ગયાનો પસ્તાવો થવા ન પામે માટે આ કમલમેરી મધુકરને પણ વિનંતિ કરી લઉં

( ડોકું ધુણાવતો )

માલિની વૃત્ત

મધુકર, મુજને દે ભાળ તે પ્રેમદાની
નથિ પણ મુજ તેં એ દિવ્યવામા જ ભાળી:
વળિ વળિ પડ મોહ્યા શૂં તું આ પદ્મવાસે,
પરિમલ યદિ જાણી એહના શ્વાસની તેં? ૨૨

એટલે ચાલો બીજે જ.

( પરિક્રમીને ) આ ઊભો કદમ્બડાળે સૂંઢ ટેકવતો ગજરાજ કરિણી સાથે. પ્રિયાના સમાચાર એની કનેથી મેળવીશ :—( એની ચેષ્ટા તપાસતો ) પણ અધીરાઈએ નહીં.

આર્યા છંદ

તાજી જાતે માદા
દિયે સરસ શાખ શલ્લકીકેરી,
હેતે મધુગંધી તે
ભલે પ્રથમ એહ આરોગે. ૨૩

( ક્ષણ વારે ) હાશ, આ નિત્યકાર્યથી પરવારી ગયો. હવે પૂછી લેઉં. ( પાસે આવી જઇ )

અભ્યસ્ત આર્યા છંદ

મયગળ જૂથપ્રવર,
પ્રમદાજૂથે કલેન્દુ શી મ્હારી
—કેશ પેશ જુઇભૂષિત,
અમર જોબને મંડિત,
સુદર્શના, દૂર સ્થિત
પણ દીઠી તેં, ન વા મીઠી ? ૨૪

( ગજ હીસે છે તેથી સહર્ષ ) ધન્ય ભાગ્ય ! આ એની ઘેરી માઠી ગર્જના પ્રિયાના સમાચારનો પૂર્વાલાપ હોય એમ

---

શ્લોક ૨૪ના પ્હેલા ચાર લઘુ ગજને સંબોધન લેખે લીધા છે. પ્હેલી પંક્તિનો એક જ સમાસ લેતા જે અર્થ થાય તે બીજી પંક્તિના પ્હેલા શબ્દમાં થઇ લીધો છે.

ટાઢક વળે છે વળી તું અને હું સમાન ગોત્રિના એમ પણ તૂ ઉપર મ્હારો સ્નેહ ઉભરાય છે

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

હૂં કહેવાઉં ધરાધરાધિપતિ, તૂ નાગાધિરાજ વડો,
દાને જાચકવૃંદને રિઝવિયે બ્હોળાં સદા આપણે;
ત્હારી આ કરિણી યથા પ્રિયતમા, સ્ત્રીરત્ન મ્હારી તથા,
સૌ વાતે સમ આપણે, – વિરહની ના પીડ પીડો ત્હને! ૨૭

ભલે આપ આપના સુખ માણતા રહો!

(પરિક્રમતો) ચાન, છત્ર. (એક બાજુએ જોઇ) પેનો દેખાય સુરભિકન્દર ગિરિરાજ, સુન્દરતાને માટે ખાસ જાણીતો, અપ્સરાઓને સરિશેષ વ્હાલો એની પ્રાન્તભૂમિમા જ પ્રિયા મળી જાય તો!

(પરિક્રમતો) શૂં? અંધકાર થયો! તો વીજળીએ વીજળીએ વધીશ અરેરે! પાપકર્મોના ફળ નઠા જ કરે છે, આ મેઘ પણ વીજળીવિરહિત થઇ ગયો!

(પરિક્રમતો) તથાપિ આ શૈલનિતમ્બને પૂછ્યા વગર તો પાછો નહી વળુ

(સામે ઉભો રહી)

દ્રુતવિલમ્બિત વૃત્ત

વન અનંગવિભાવન તાદ્દશં
મહિ, મહાનનિતમ્બ, નિતમ્બિની
મુજ અનંગનિકેતન અંગના
કંઇ પડી તુજ દર્શ સુન્દરી ના? ૨૮

કેમ જવાબ જ દેતો નથી ? ( સાશંક ) બહુ દૂર હોવાથી ન પણ સાંભળ્યું હોય તો એની પાસે પ્હોંચીને પૂછું

( પરિક્રમીને મોટે અવાજે )

અનુષ્ટુપ છંદ

મર્યાદિગોત્ર રાજા તેં ભાળી સર્વાંગસુન્દરી
રામા આરામ રમ્યે આ ત્હારે મ્હારી છુટી પડી ? ૨૭

( સાંભળીને મોહનાશ ) શું ? ભા ળી એમ ચોક્ખુ બોલ્યો ? આમ હે પ્રિય સંભળાવનાર ! ત્હને એથી પ્રિયતર સાંભળવાનું મળજો !

( વળી મોટેથી ) તો એ મ્હારી પ્રિયા ક્યાં છે ? ( સામેથી એ જ શબ્દો પાછા સંભળાતા સવિષાદ ) અરેરેરે ! આ તો છે કન્દરોમાંથી મ્હારા શબ્દોનો જ પડઘો

હાય ! થાકી ગયો હવે આ ગિરિનદીકાંઠે જઈ જરા એના તરંગાનિલ સ્પર્શે તાજો થાઉં આ પૂરના પાણીએ મેલી છે તોપણ લાગે છે તો મનોરમા

શિખરિણી વૃત્ત

તરંગો ભ્રૂભંગો, કલરવ ખગશ્રેણિ રસના,
ફિણો તાણું ખેંચે અસમ રુપથી તેહ વસન;
વહે વાંકી ચૂંકી સ્ખલન મન ધારી શું પળતી,
-નદીસ્વાંગે આ તો હિસત ન શું ચણ્ડી મુજ પરે ! ૨૮

( સવિનય ) ભલે, તો એને જ જાવું ( હાથ જોડીને )

દ્રુતવિલંબિત વૃત્ત

હૃદય તું મય, નિત્ય પ્રિયંવદ,
રતિકસૂરવિરોધિ સદા ય ધી;

નિરખિયૂ મુજ દોષકણૂં ય શૂં
ત્યજતિ, માનિનિ, કે નિજદાસને? ૨૯

અથવા, આ ઉર્વશી ન્હોય, સાચે નદી જ છે ઉર્વશી પુરૂરવાને છાંડીને સમુદ્રગામિની બને પણ નહીં.

( થોડી વારે )

વિલાપો કર્યાં કર્યે શ્રેયો મળે પણ નહીં. તો પાછો જાઉં તે જ સ્થળે જ્યાં આગળ એ મ્હારી સુનયના નયને અદૃશ્ય થઇ ગઇ.

( પરિક્રમીને ) હાશ, એના માર્ગની એક એંધાણી તો આ દેખાય.

આર્યા છંદ

આ તે કદમ્બ રાતો
ઘર્માન્તસૂચક કુસુમ જે તરુનૂં
બરછટ, અપૂર્ણ કેસર,
તદપિ રસીલી ધર્યૂં કેશે. ૩૦

( જોઇને ) હા, પ્રિયાની ભાળ માટે આ પગ વાળી બેઠેલા કસ્તૂરીમૃગને વીનવી જોઉં.

અનુષ્ટુપ વૃત્ત

શબલશ્યામ તૂં જાણે કટાક્ષ વનદેવીનો
દેહધારી થયો જોવા વર્ષારૂપસમૃદ્ધિને. ૩૧

મ્હને દાદ ન દેતી હોય એમ એ તો મ્હોડું ફેરવી નાખે છે ને શું?

---

શ્લોક ૩૧ — 'વર્ષા' એ અંશ ૫૦ કે કાળમાં નથી. શ્લોક ૩૩મા પછીના શ્લોક પણ શાળ પણ નથી

( તે ભણી જોઇને ) ના ના,

આર્યા છંદ

નાથસમીપ પળંતી
મૃગી લઇ થાન મુખે ઉભી રાખે,
તે શિશુજનની જોવા
નર નિજ કન્ધર ભલો વાળે. ૩૨

હે યૂથપતિ,

મંજુભાષિણી છંદ

કહિ જોઇ હોય મુજ વ્હાલિ આ વને
ગુણ ખાસ લક્ષણ જણાવું એહનાં :
દગ છે અપાંગ તુજ અંગના જશી,
વળિ વીક્ષણે સુભગતાય તેટલી. ૩૩

ઊભો થઇને પણ પ્રિયા સામે જોઇ રહ્યો છે તે મ્હારા બોલ ગણકારે જ શેનો !

એમ જ હોય. દશા ફરી જતા બધેથી જ પાછા પડવાનું. ચાલો અહીંથી.

( જોતો જોતો પરિક્રમે છે ત્યાં જમીન પર જોઇને ) અરે, આ શિલા વચ્ચે તગતગતા આ લાલચોળ શું હશે ?

શિખરિણી વૃત્ત

ઝગે પોતે આપો નહિ હરિશિકારોત્થ કણ આ,
નહીં અંગારો આ, ગગન વરષ્યું છે મન મુકી;
( ઓળખાતા )
અહો રક્તાશોકસ્તબક થકિ યે લાલ મણિ આ,
સમુદ્રવાં એને રવિ નિજ શું સમ્ભાવત કરે ! ૩૪
૬

દિલમાં વસી જાય એવો છે. લાવ, ઉપાડી લઉં. પણ-પણ —

ઉપજાતિ વૃત્ત

મંદારની દિવ્ય સુગન્ધમ્હેંકે
તે કુન્તલે આસન ભદ જેનૂં,
— ને વલ્લભા તે, અતિદુર્લભા તે,
— કરું શું આને મુજ અશ્રુદુષ્ટ ! ૩૫

ડોક ધુણાવે છે.

૧૫ (નેપથ્યમાં)

વત્સ, લઇ લે, લેઇ લે ।

આર્યા છંદ

છે એ સંગમનીય,
મણિ એ ઉમાપદરાગકિરણોનો;
પ્રભાવ એનો — સત્વર
પ્રિયજન પુનરપિ કરે ભેળાં. ૩૬

૧૬ રાજા

(સાંભળીને) આ ઉપદેશ મ્હને કોણ દેતું હશે ? (ચોતરફ જોઇ) અરે, હશે કોઇ વનેચર મુનિ ભગવાન. (મોટેથી) ભગવન્, આ ઉપદેશ એ તુમારો પાડ. (મણિ ઉપાડી લઇને) અહો સંગમનીય,

વંશસ્થ વૃત્ત

બને તું સંયોજક હું વિયોગિનૂં
ફરીથિ તે સિંહ કૃશોદરી સહ,
સુરત્ન, સૌભાગ્ય તું મૌલિરત્ન તો
બનીશ મ્હારું, શશિ જેમ ઈશનૂં. ૩૭

(પરિક્રમનો) અરે, આ વેલીને ફૂલ જ નથી, તોપણ એ ભી જાય છે, કેમ વારુ ? અથવા એ મનોરમા લાગે જ છે.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત

પલ્લવ અચ્છ મેઘસલિલે, ધોતોષ્ઠ શું આંસુડે,
.રે, વિયોગથી ઋતુતણા નાવ્યાં પ્રસૂનો તતઃ ;
પદ્પદશબ્દ તે શું અમુખે ડૂબી જ ચિન્તાભરે.
. ગણિ માહરી પ્રણતિને, મંતોષ તેથી જ શું ! ૨૮

લાવ તો એ ઉર્વશીની લાવનની મૂર્તિ અમી લતાને ભેટું
નરો (તેમ કરે છે)

ત્યાં જ પ્રકટે છે ઉર્વશી.

(આંખો બંધ જ રાખીને ઉલ્લાસ) અહાહાહા ! જાણે ના જ ગાત્રોનું સ્પર્શસુખ અનુભવું છું ! તોપણ શ્રદ્ધા નથી

વંશસ્થ વૃત્ત

ગમે જ જે જે કંઇ ઉર્વશીતણું
એષ્ઠ પળે તે બદલાતું પે લહું ;
ન તો પ્રિયામ ગમધન્ય આ ક્ષણો
ગુમાવું મીઠી,— નહિ ખોલું ચીક્ષણો ! ૨૯

(બહુ જ મંદ મંદ આંખ ઉઘાડીને) શું ! ખચિત ઉર્વશી !

ઉર્વશી

(ગદ્ ગદ્) જય મહારાજનો જય !

૧૮ રાજા

અનુષ્ટુપ છંદ

ગોરી ત્હારે વિયોગે હું અન્ધકારે ડુબ્યો હતો;
પાછી મળી તું, કે ભાગ્યં! શબને ચેતના જેવી! ૪૦

૧૯ ઉર્વશી

આપને જે કંઇ વીત્યું તે તમામ મ્હને ગૂઢેન્દ્રિયો વડે પ્રત્યક્ષ જ હતું.

૨૦ રાજા

એ ગૂઢેન્દ્રિયો એટલે શું વળી?

૨૧ ઉર્વશી

કહીશ. પણ મેં કોપમાં તણાઇ જઇને આપને આટલું આટલું વીતાડ્યું તે ક્ષમા કરીને પ્રસન્ન થાવ.

૨૨ રાજા

કલ્યાણિ, મ્હારી પ્રસન્નતામાં વળી બાકી જ શી છે! ત્હારાં દર્શને જ મ્હારો આત્મા બ્હારભીતર આખો ય પ્રસન્નાતિપ્રસન્ન થઇ ગયો છે. પણ બોલ જોઉં, તું આટલો બધો સમય મ્હારા વિના રહી શકી કઇ રીતે વારુ?

૨૩ ઉર્વશી

સાંભળિયે મહારાજ. પુરા કિલ ભગવાન કાર્તિકેયે અખંડ બ્રહ્મચર્ય વ્રત લીધું અને ગન્ધમાદન ગિરિમાલાના અકલુષ નામે આ કુંજમાં પોતાનો આશ્રમ કર્યો, ત્યારે આ પ્રદેશ પૂરતી આજ્ઞા પણ ફરમાવી હતી.

૨૪ રાજા

શી વારુ?

ઉર્વશી

'જે કોઇ સ્ત્રી આ પ્રદેશમાં પગ મૂકશે તે લતા બની જશે, અને ગૌરીચરણરાગજનિત મણિ વિના લતાભાવમાંથી મુક્ત થઇ જ નહીં શકે.' - ગુરુના શાપે હું, ભાન ભૂલેલી, એટલે ન તમારાં વીનવણાં લેખવ્યાં, ન આ દિવ્યમર્યાદા સાંભરી, અને આવી લાગી આ કુમારવનની અંદર, જેમાં પેસતાં જ સ્ત્રીભાવ ગુમાવીને વાસન્તી લતા બની ગઇ

રાજા

બધું યે સમજાયું

આર્યા છંદ

રતિ પછિ નિદ્રિત મુજને
સેજે પણ તું ગણે ગયો બીજે,
તે તુથી મુજ લાંબો
વિરહ ન કેમે સહ્યો જાય. ૪૧

તેં આ કહ્યું તે સંગમનિમિત્ત વિષે મુનિથી જાણવામાં આવેલું અને તું મ્હને પાછી મળી આ મણિના જ પ્રભાવથી.

મણિ દેખાડે છે.

ઉર્વશી

અહો, આ જ તે સંગમનીય એટલે જ મહારાજ ભેટ્યા તે જ ક્ષણે મ્હારો અસલ દેહ મ્હને પાછો મળી ગયો

મણિ લઇને પોતાના કપાળની ટોચે મુકી જુવે છે

રાજા

સુન્દરિ, રહો એક ક્ષણ આમ ને આમ

આર્યા છંદ

ઓરસ્થલે મુકાતાં
આ મણિના પ્રસરતા કિરણ એવા

સકલ વદન તુજ જાણે
આલાતપરક્ત કમલ બને. ૪

૨૯ ઉર્વશી

અરે મારા પ્રિયંવદ, રાજ રાજધાનિ છોડયાને કેટલો બધો સમય થઇ ગયો છે તે તો જરા સંભારિયે? મંત્રીઓ આળ દેશે મ્હને ચાલો ને પાછા!

૩૦ રાજા

જેવી આજ્ઞા

૩૧ ઉર્વશી

તો મહારાજની મુસાફરી વિષે શી ઇચ્છા છે?

૩૨ રાજા

મંજુભાષિણી છંદ

ઝબકંત વીજ, વિલસંત કેતુઓ,
ધનુ ઇંદ્રનું અજબ જેવું લીઇન,
ઉડતું રમંતું ગગને વિમાન શું,
પલટાણુ ચાલ ઘન-યાન નૂતને. ૪૩

સૌ જાય છે

ઇતિ અંક ૪થો

# અથ અંક ૫મો

સ્થલ . ચીકાર્દીએ સંગમ ઉપર તંબુઓ : પછીનું અનિર્દિષ્ટ
સમય : અંક ૪ના અંત પછી અનેક વર્ષે

પ્રવેશે છે આનન્દી દેખાતો વિદૂષક

૧ વિદૂષક

અહોહો, પ્રિય વયસ્ય અને ઉર્વશી નન્દન આદિ દેવોને પ્ર્હાલા વનવનોમાં લાંબો કાળ વિહારભોગ માણીને સુખે પાછા આવી ગયા છે. મૈત્રીઓ અને પ્રજા એમના અનેકાનેક સત્કાર પ્રસંગ યોજ્યા કરે છે અને એમ સૌના આનંદોત્સવમાં રાજ્ય ચાલે છે અને વખત વહે છે પરિતૃપ્તિમાં ખામી માત્ર એક છે, કે હજી ગાદીવારસ સાંપડ્યો નથી

આજે તો પર્વણી હોવાથી મહારાજ અને દેવીઓ ગંગાયમુનાના સંગમમાં સ્નાનાભિષેકે પવિત્ર થયા અને હવે તંબૂમાં જઈ વસ્ત્રાલંકાર સજે છે લાવ હું પણ વયસ્યના તંબૂ આગળ હાજર થઈ જાઉં અને ગંધપુષ્પાદિમાં સાગીપર ભાગ પડાવું

૨ ( નેપથ્યમાં )

અરેરે ! લૂંટી ગઈ ! આ રેશમી રૂમાલ પાથરેલ ડાબડીમાં હું રાણીઓના ચૂડામણિ શા રત્નને આણતી હતી, ત્યાં એને મુવે ગીધડે માંસ ધારી ઝડપ મારીને ઉપાડી લીધો જો !

૩ વિદૂષક

( સાંભળીને ) અહો આફત !

એ સંગમનીય નામે ચૂડામણિ તો વયસ્યનો ખાસ માનીતો ! વસ્ત્રાલંકાર સજવા પડ્યા મુકીને આ પોતે પણ આમ દોડી આવે ! ચાલ, ચાલ, હું પણ પ્હોચી જાઉં.

પરિક્રમે છે.

પ્રવેશે છે રાજા અને પરિજનો એકાએક.

૪ રાજા

અનુષ્ટુપ વૃત્ત

ક્યાં છે એ ચોર સીંચાણો જાતે લૂંટે છે મોત જે;
પ્હેલી ચોરી કરે છે જે સ્થાનકે પ્રતિપાલને. ૧

૫ યવની

આ જાય, આ ઉડ્યો જાય એ, ચાંચમાથી લટકતા હેમની દોરવાળા મણિ વડે જાણે આભમાં રેખાઓ પાડતો પેલો જાય.

૬ રાજા

હા, દીઠો.

ઉપેન્દ્રવજ્રા વૃત્ત

ઉડે કુંડાળે ઝટ, ચાંચમાંથી
લટંત દોરે મણિ યે કુંડાળાં
રચ્યે જતો આ નભ શુભ્રમાંહે,
જ્વલંત શૂં વર્તુલ અગ્નિકેરાં. ૨

તો યં કરીશું વારુ ?

૭ વિદૂષક

( આવી પ્હોચી ) અરે એના ઉપર દયા કેવી, ગુનેગારને સજા જ ઘટે.

૮ રાજા

ખરૂં. અરે ધનુષ્યબાણ લાવ તો !

૯ યવની

જી.

દોડી જાય છે.

૧૦ રાજા

અરે ક્યાં ગયો એ ?

૧૧ વિદૂષક

આ જાય એ સજાવાર મડદાંખાઉ દક્ષિણ તરફ.

૧૨ રાજા

હા, હા.

અનુષ્ટુપ છંદ

તેજે મણિ જણાતો એ મોટો, ગોટા અશોકના
સમો; જાણે સજાવે છે પંખી ઓર દિશામુખે. ૩

૧૩ યવની

(દોડતી પ્રવેશીને) સ્વામિ, આ લ્યો ધનુષબાણ અને હાથરખી.

૧૪ રાજા

હવે શા કામનું; એ અભક્ષ્યાહારી તો બાણની ચોટથી આગળ પણ નીકળી ગયો.

આર્યા છંદ

ઉડી ગયો ખગ દૂરે,
જણાય ડાઘા સહ મણિ નભ આરે;
રજની ગગને ઘેરા
પયોદ સહ મંગળ સરીખો. ૪

ભાષણ ૧૪ — પં૦ ૨ અને ૩માં કોટવાળ શબ્દ એકવચને છે.

( કંચુકીને જોઇને ) આર્ય લાતવ્ય, કોટવાળોને કહી આવો મ્હારો હુકમ, જે આ પીંખીતસ્કર સાંઝ પડે જ્યાં બેસે તે ઝાડ પરથી જ એને પકડી લેવો.

૧૫ કંચુકી

આજ્ઞા, દેવ !

જાય છે

૧૬ વિદૂષક

આપ બિરાજો હવે. એ મણિગરિયો એમ તે ક્યાં ભરાઇ શકશે જ્યાં એને આપનો દંડ નહીં પ્હોચી વળે !

બન્ને બેસે છે

૧૭ રાજા

આર્યા વૃત્ત

એ મંગમનીયે મુજ
સંગમ પુનરપિ પ્રિયાસહુ સાધ્યો
પ્રિય તેથી એ મુજને,
નહિ કે અણમૂલ મણિ તેથી. ૧૫

૧૮ વિદૂષક

આપ બધી યે વાત મ્હને કરી ચુકયા છો

પ્રવેશે છે મણિ અને બાણ લઇને કંચુકી

૧૯ કંચુકી

દેવનો જયજયકાર !

ઉપજાતિ વૃત્ત

આ બાણ રૂપે તવ દંડ ધાયો,
હણ્યો પઇાક્યો ખગ ઘાતયોગ્ય;

શ્લોક ૧માં બીજો પાઠ – પ્રયાસ મ્હારો તેથી

સજા થઈ છે અપરાધપૂરી,
આ રત્ન હયો વ્યોમ ખગે હરેલું. ૬

સૌ આશ્ચર્યે જોઈ રહે છે.

આ ચૂડામણિને ગંગાજલે પખાળ્યો છે; એ કોને સોંપું?

૨૦ રા જા

યવનિ, એને અગ્નિશુદ્ધ કરીને દાબડીમાં મુકાવજો.

૨૧ ય વ ની

જી.

હેમદ્વારીવાળો સંગમનીય લઈને જાય છે.

૨૨ રા જા

અને લાતવ્ય, આ તીર કોનો તે જાણો છો?

૨૩ ક° ચુ કી

નામાક્ષર દીસે છે ખરા, પણ મ્હારી દૃષ્ટિએ હવે ઉકલે નહીં.

૨૪ રા જા

મ્હને આપો જોઉં.

ક° આપી દે છે.

૨૫ ક° ચુ કી

મ્હારાં કામકાજ સંભાળવા રજા લઉં છું.

જાય છે.

નામાક્ષર વાંચતા રાજા પોતે પિતા હોવાનાં લક્ષણોનું નિરૂપણ કરે છે.

૨૬ વિ દૂ ષ ક

કેમ, વયસ્ય, આમ?

૨૭ રા જા

સાંભળ, વયસ્ય, આ તીર મારનારના નામાભિધાન.

વાંચે છે.

શ્લોક ૬ — દંડને ડાઘો બીજો પાઠ – રોષ

અનુષ્ટુપ વૃત્ત

ઐલ થશે ડપ્સરા માતા તણો આયુ ધનુર્ધર;
તેહનો તીર તાતો આ છેદશે આયુ વૈરિનાં. ૭

૨૮ વિદૂષક

ધન્ય ઘડી ધન્ય દહાડો ! આપ તો પુત્રવાન્ !

૨૯ રાજા

પણ, સખે, એ સુભાગ્ય શી રીતે સંભવે ? એક નૈમિષેય સત્ર માફ; બીજે કોઇ પણ સમયે ઉર્વશી અને હું વિખૂટાં રહ્યા જ નથી. એને ગર્ભ છે એમ પણ મેં જાણ્યું નથી, તો પ્રસવની વાત જ શી ! હા, થોડાક જ દિવસ દરમિયાન

આર્યા છંદ

ચૂચુક શ્યામલ, મ્હેરો
પાણ્ડુર લવલીલતાદલ સરીખો,
અર્ધચળાં જરિ લોચન,
–જોયાં ’તાં ચિહ્ન એટલડાં. ૮

૩૦ વિદૂષક

અરે, ભવતી તો સુરાંગના, દિવ્યપ્રભાવે ઘણું ગૂઢ રાખી શકે; માનવી ગર્ભવતીનાં બધાં ચેન એમનામાં દેખાય જ નહીં.

૩૧ રાજા

માનો કે એમ; તોપણ પુત્રલાભ છાનો રાખવામાં શો હેતુ હોઇ શકે વારુ ?

૩૨ વિદૂષક

મહારાજ મ્હને વૃદ્ધ થયેલી તો નહીં ગણે એવી ધાસ્તી.

ભાષણ ૩૨–૩ પૈ૦ કે કાળમા નથી.

૩૩ રાજા

અસ્યા, આવા વિષયમાં ય હસવું ! જરા ગંભીર બનીને વિચાર કર

૩૪ વિદૂષક

દિવ્ય વ્યક્તિઓનાં ચરિત વિષે કોઇનો ય તર્ક શા કામનો ?

૩૫ કંચુકી

(પ્રવેશીને) દેવશ્રીનો જય ! દેવ, મહર્ષિ ચ્યવનના આશ્રમમાંથી કોઇ તાપસી એક કુમાર સાથે પધાર્યાં છે અને આપનાં દર્શન ઇચ્છે છે.

૩૬ રાજા

બંનેને આ ક્ષણે પ્રવેશાવો.

કં૦ બહાર જઇ તાપસી અને કુમાર સાથે પ્રવેશે છે.

૩૭ કંચુકી

ભગવતી, પધારિયે આમ.

૩૮ વિદૂષક

(કુ૦ નજરે પડતાં રા૦ને જ) જેના અર્ધચંદ્ર તીરે ગીધને વીંધ્યો તે આ કુમાર તો જાતે ક્ષત્રિય જણાય છે, વળી ચ્હેરેમોરે આપને ખૂબ મળતા આવે છે.

૩૯ રાજા

(વિ૦ને જ) હા. વળી —

વસંતતિલક વૃત્ત

ભીની ભિની મુખ નિહાળિ નિહાળિ આંખો,
વાત્સલ્ય વ્હેં રહ્યું ઉરે, મન ઉલ્લસે છે;
અંગીગકંપફરકે બનતો અધીર,
ને એહને ચહું છ ખૂબ જ ભેટવાને. ૧

૪૦ કંચુકી

ભગવતિ, અહીં થોભશો

તા૦ અને કુ૦ ઉભા રહે છે.

૪૧ રાજા

માતાજી, વંદન.

૪૨ તાપસી

મહાભાગ, સોમવંશવેલો તમારાથી વધો ફાલો !

( સ્વગત ) વગર કહે પણ આ રાજર્ષિનો અને આયુનો પિતાપુત્રસંબંધ જણાઇ જાય છે.

( પ્રકટ ) વત્સ, વડીલને પગે લાગ.

કુ૦ ધનુષ્ય ઝાલી રાખી બે હાથ જોડીને તેમ કરે છે.

૪૩ રાજા

ચિરં જીવ !

૪૪ કુમાર

( સ્વગત )

આર્યા છંદ

ઉરોર્મિ ઉછળે આવી
માત્ર સાંભળી વડીલ એ સુત હું,
ઉછરે ઉછંગ તેનાં
વડીલ શું હેત તો કેવાં !

૪૫ રાજા

માતાજી, શીદ પધાર્યાં વારુ !

૪૬ તાપસી

સાંભળો મહાભાગ. ઉર્વશીએ આ દીર્ઘાયુ આયુકુમારને જન્મ્યો તેવો જ કોઇ કારણવશાત્ મ્હારા હાથમાં મુકી દીધો

ક્ષત્રિય જાતિના બાલકને ઉચિત જાતકર્માદિ સંસ્કારો બધા ય મહર્ષિ ચ્યવન ભગવાને આના યથાવિધિ કર્યાં છે વિદ્યાકલા ભણીગણી ધનુર્વેદમા પણ એ નિષ્ણાત થઇ ગયો છે.

૪૭ રાજા

પૂરો ભાગ્યશાળી

૪૮ તાપસી

પણ આજે ફળફૂલદર્ભઇંધનાદિ આણવા ઋષિકુમારો સાથે ગયેલો, ત્યાં એણે આશ્રમધર્મથી વિરુદ્ધ આચરણ કર્યું.

૪૯ વિદૂષક

( બોલી ઉઠે છે ) શું વારુ ?

૫૦ તાપસી

માંસ લાવેલો ગીધ એક ઝાડને મથાળે ઠર્યો, ત્યા કહે છે કે કુમારે એને તીર માર્યો

વિ૦ રાજા સામે જુવે છે.

૫૧ રાજા

પછી ?

૫૨ તાપસી

અને મહર્ષિને આ સમાચાર થતા તેમણે મ્હને આજ્ઞા કરી - આ ન્યાસ મૂલ ધણીને સોંપી આવો. એટલે દેવી ઉર્વશીને મળવા પૂચ્છું છુ.

૫૩ રાજા

તો માતાજી જરા આસન સ્વીકારો.

( પરિજન ઉચિત આસન આણે છે, બંને બેસે છે. )

લાતવ્ય, ઉર્વશીને અહીં બોલાવી લાવો

( કં૦ 'જી' કહીને જાય છે )

( કુ૦ ને ) વત્સ, આમ આવ તો !

આર્યા ૭૦૬

અંગાંગી સુસ્પર્શે
સુત, ચડિ આવી ઉછંગ મુજ કોડે,
કર ખુબ રાજી દિલ મુજ,
ચંદ્રમણિ ચંદ્રમયૂખ યથા. ૧૧

૫૪ તાપસી

વત્સ, વડીલને રાજી કર.

કુ૦ રાજા કને આવી ચરણસ્પર્શ કરે છે

૫૫ રાજા

(ભેટીને) વત્સ, મ્હારા પ્રિય વયસ્ય બ્રાહ્મણથી રખે બ્હીતો, એમને વંદન કર !

૫૬ વિદૂષક

શાને બ્હીશે ? આશ્રમવાસીઓમાં ઉછરેલો વાનરોથી અજાણ્યો હોય જે નહીં.

૫૭ કુમાર

(સસ્મિત) ગોર કાકા, વન્દન !

૫૮ વિદૂષક

સ્વસ્તિ !

-ઉ૦ અને કં૦ પ્રવેશે છે

૫૯ કંચુકી

દેવિ, આમ પધારિયે.

૬૦ ઉર્વશી

(આવતાં કુ૦ને જોઇ સ્વગત) આ કોણ હશે વારુ ! હાથમાં ધનુષ્ય છે, અને મહારાજે એને પોતાની સોડે પણ

બેસાડ્યો છે, વળી એના જુદા સ્વરૂપે ચીતરીને કરી રહ્યા છે તે ? (તા૦ને જોતાં જ) અહો, આ તો સત્યવતી ય આવ્યા છે, એમને એ તો મ્હારો પુત્ર આયુ મોટો બધો થઇ ગયો છે ને !

આવે છે.

૬૧

રાજા

(ઉ૦ને આવતી જોઇ કુ૦ને)

અનુષ્ટુપ છંદ

આ આવી તુજ જનની દર્શનેચ્છુ ઉતાવળી;
અહો પાનો ચડ્યો એને, દૂધે ભીંજાઇ કાંચળી ! ૧૨

૬૨

તાપસી

(ઊભી થઇ) રમ ી', આ ત્હારી માતા આવે, તેને જઇ મળ

કુ૦ તેમ કરે છે

૬૩

ઉર્વશી

માજી, પગે લાગું છું

૬૪

તાપસી

પુત્રિ, પતિની માનીતી થજે

૬૫

કુમાર

બા, પગે લાગું છું

૬૬

ઉર્વશી

(મુખ ઊંચે લઇ એને ભેટીને) બેટા, પિતાનો સેવક બનજે (રાજા કને આવી) મહારાજનો જય !

૬૭

રાજા

પધારો પુત્રવતી, અહીં બિરાજો

અર્ધાસને બેસાડે છે

76 કુમાર

ભલે. પણ આટલું કરજો.

આર્યા છંદ

ખોળે જે સૂતો 'તો,
શિખણ્ડ ખણતાં સુખી થતો 'તો જે,
થયો કલાપી છે જે,
તે મુજ મણિકંઠ પાઠવજો. ૧૩

77 તાપસી

( સસ્મિત ) બહુ સારૂં. સૌને ય સ્વસ્તિ !

જાય છે.

78 રાજા

કલ્યાણિ !

અનુષ્ટુપ છંદ

ત્હારા સુપુત્રથી હું તો પિતાશ્રેષ્ઠ બની ગયો,
પૌલોમીના યથા પૂર્વે શતમન્યુ જયન્તથી. ૧૪

ઉ૦ સહસા અશ્રુપાત કરે છે.

79 વિદૂષક

વયસ્ય, ભવતીને એકાએક આમ આંસુ ઉભરાઇ આવ્યાં તે શું હશે ?

80 રાજા

( સસ્મિત )

વસન્તતિલકા વૃત્ત

હૂંને મહાદુ:ખ વૈશસકાલ પામી
ત્યાં કેમ ગુમ્ફિ દૃગે તમ અશ્રુધારા ?
એકાવલી હૃદિ દશાસ્ય કયે ગુણાળી,
મુક્તાફલાનુરાગ ત્યાં રચતાં નથી શી ! ૧૫

૮૧ ઉર્વશી

(સનિઃશ્વાસ) સાંભળિયે મહારાજ. પુત્રદર્શનોત્સાહની પ્રથમ પળમાં ભૂલી ગયેલી, તે આપનું ઇન્દ્રસંકીર્તન કાને પડતાં જ મ્હને ઇન્દ્રે નીમેલો અવધિ સાંભરી આવ્યો અને હૃદય ખિન્ન થઇ ગયું.

૮૨ રાજા

એ અવધિ ?

૮૩ ઉર્વશી

મહારાજ જ મ્હારા હૃદયમાં વ્યાપી રહેલા એટલે હું ભાન ભૂલી ગયેલી, ત્યારે શ્રીમહેન્દ્રે આજ્ઞા કરેલી —

૮૪ રાજા

શી વારુ ?

૮૫ ઉર્વશી

— કે " એ મ્હારા પ્રિય મિત્ર રાજર્ષિ ત્હારી કુખે પાકેલ વંશકરનું મુખ જુવે, એટલે તું અહીં મ્હારી સેવામાં પાછી હાજર થઇ જજે."

આપનો વિયોગ બને તેટલો આઘો ઠેલવાને માટે જ મેં આ પુત્ર પ્રસવ્યો તેવો એને [illegible] નિમિત્તે [illegible] આર્યા સત્યવતીને ભગવાન ચ્યવનના આશ્રમમાં સોંપી દીધો. તે હવે પિતાઓને યોગ્ય ઉંમરનો થઇ ગયો છે એમ જાણીને આર્યા મ્હારા દીર્ઘાયુને આજે અહીં પાછો લાવી.

એટલે, મહારાજ, આપના સહવાસનો અવધિ આવી જ

[illegible]

૮૬ રાજા

(સનિઃશ્વાસ) અહો દૈવ! સુખનું દુશ્મન જ!

વસંતતિલક વૃત્ત

પુત્રોપલબ્ધિસુખની જ પળે સુધન્ય,
તૂં વ્હાલિ ચાલિ મુજને અહ! છેક છાંડી:
આ તો તરુ પ્રથમ વૃષ્ટિથકી ઠરે, ત્યાં
માથે પડે છ કકડી વિજળીની ઝાળ! ૧૬

૮૭ વિદૂષક

(સ્વગત) અર્થમાથી જ અનર્થ પર અનર્થ ફુટે તે આનુ નામ ઉર્વશી જતા જ મ્હને લાગે છે કે મહારાજ પણ વલ્કલ ધારણ કરી ચાલ્યા જશે તપોવનમા

૮૮ ઉર્વશી

અરેરે, મ્હારા કરમ! ભણ્યાગણ્યા પુત્રનો મેળાપ થતામા જ હુ ચાલી જાઉં સ્વર્ગે, એટલે મહારાજ મ્હારે વિષે એમ જ માનશે કે મ્હારી મનકામના મેળવીને હુ તો મ્હારે સુખી થઇ ગઇ

૮૯ રાજા

ના, ના, વ્હાલિ

માલિની વૃત્ત

પ્રિય નિજ કરવાના જોગ સેવા દિયે શું–
પ્રિયવિરહ જ દેતી!– સાધ તૂં તો ય સેવા!
તુજ સુત શિર ન્યાસી હું ય આ રાજ્યભાર,
ખગમૃગકુલવાસ્યાં જંગલે જૈશ ચાહ્યો. ૧૭

૯૦ કુમાર

બળિવર્દે ખેચેલી ધુરા ખેંચવાનું વાછડાનું ગજુ નહીં

૯૧ રાજા

ના, ના, કુમાર

હરિણી વૃત્ત

ઇતર ગજનો ગન્ધી રાજા, ભલે વય કૂમળી,
અહિ ઇતરથી ઝેરે કારી ભુજંગ, ભલે શિશુ;
અવનિ શિશુરાજાને માને, ન માનવ અન્યને,
– સ્વપદભરજોગાં સત્ત્વો છે, વયે ન હિ, જાતિમાં. ૧૮

આર્ય લાતવ્ય, મંત્રીમંડળને મ્હારૂં શાસન સુણાવી દ્યો, કે કુમાર શ્રીઆયુના રાજ્યાભિષેકની તૈયારીઓ કરો.

૯૨ કંચુકી

આજ્ઞા, દેવ.

સખેદ જાય છે

સૌની આંખ એકાએક અંજાઇ જાય છે.

૯૩ રાજા

( ઉંચી નજરે ) આ શું! આ ચોકખા આકાશમાંથી વીજળીઝટક શી!

૯૪ ઉર્વશી

( જોઇને ) અહો, આ તો ભગવાન નારદ આ લોકમાં અવતરે છે!

૯૫ રાજા

એ દેવર્ષિ જ!

વસંતતિલક વૃત્ત

ગોરોચના-કસ સુનેરી જટાકલાપ,
ને યજ્ઞસૂત્ર ચળકે જ્યમ બીજચંદ્ર;
સોહી રહ્યા ઝૂઝૂમ મૌક્તિકદામતેજે,
સોનેરિ પુંજ મય જંગમ કલ્પવૃક્ષ! ૧૯

દેવર્ષિ માટે અર્ઘ્ય આણો અર્ઘ્ય!

૯૬ ઉર્વશી

(આણીને) આ ભગવાન માટે પૂજાપો.

નાર૦ પ્રવેશે છે.

૯૭ નારદ

જય, મધ્યમલોકપાલ પુરૂરવાનો જય !

૯૮ રાજા

(ઉ૦ના હાથમાંથી લઈને સમર્પતો) ભગવન્, અમારા વન્દન સ્વીકારિયે

૯૯ ઉર્વશી

ભગવન્, પગે લાગું છું.

૧૦૦ નારદ

જોડી અખંડ રહો !

૧૦૧ રાજા

(સ્વગત) તો તો સદ્ભાગ્ય જ !

(કુમારને આગળ આણી) કુમાર, ભગવાનને પગે લાગ.

૧૦૨ કુમાર

ભગવન્, ઉર્વશીનો આયુ પ્રણામ કરે છે.

૧૦૩ નારદ

દીર્ઘાયુ !

૧૦૪ રાજા

આ દર્ભાસન, ભગવન્

નાર૦ બેસે છે, પછી સૌ બેસે છે

(સવિનય) ઋષિ, શીદ પધાર્યા છો ?

૧૦૫ નારદ

મહેન્દ્રસંદેશ લાવ્યો છું, સાંભળો.

૧૦૬ રાજા

જી, એકાગ્ર છું.

૧૦૭ નારદ

દિવ્યચક્ષુ મહેન્દ્ર ત્હમારો વનપ્રસ્થાનનો નિશ્ચય જાણતાં ત્હમને ફરમાવે છે —

૧૦૮ રાજા

જી, હા —

૧૦૯ નારદ

"ત્રિકાલજ્ઞ મુનિઓએ ભાખેલો દેવદાનવવિગ્રહ અવશ્યભાવિ, અને ત્હમે છો દેવપક્ષના ભડવીર સુભટ, ત્હમારે શસ્ત્રસંન્યાસ અકર્તવ્ય; ભલે આ ઉર્વશી આયુષ્યાવધિ ત્હમારી સહધર્મચારિણી રહો."

૧૧૦ ઉર્વશી

હાશ! હૃદયનું શલ્ય જ જાણે કાઢી લીધું.

૧૧૧ રાજા

સુરેશ્વરના હુકમને તાબે જ છું.

૧૧૨ નારદ

ઉત્તમ!

અનુષ્ટુપ છંદ

કાર્ય ત્હમારાં કરો ઇન્દ્ર, ઇન્દ્રનાં ઇષ્ટ તું કરો:
સૂર્ય પાવક અન્યોન્ય ઉત્તેજી બે ય વાધતા. ૨૦

(આકાશ પ્રતિ જોઈને) રમ્ભે, આ કુમારના યૌવરાજ્ય-પદાભિષેકની શ્રીમહેન્દ્રે જાતે સજાવેલી સામગ્રીસમૃદ્ધિ આણો

બધી સામગ્રી સાથે અપ્સરાઓ પ્રવેશે છે

૧૧૩ રમ્ભા

આ અભિષેકસામગ્રી, ભગવન્

૧૧૪ નારદ

આયુષ્માન આયુને ભદ્રપીઠે પધરાવો

૧૧૫ અપ્સરાઓ

પધારિયે, કુમાર.

ભદ્રપીઠે બેસાડે છે.

૧૧૬ નારદ

(કુ૦ને માથે અભિષેકનો કળશ યથાવિધિ આવર્જી) રમ્ભે, બાકીનો વિધિ ત્હમે સૌ કરો

૧૧૭ રમ્ભા

(અભિષેકસમાપ્તિએ) કુમાર, ભગવાનને અને માતાપિતાને પ્રણામ કરો

કુ૦ સૌને યથાક્રમ પ્રણમે છે.

૧૧૮ નારદ

સ્વસ્તિ !

૧૧૯ રાજા

કુલધુરંધર બનો !

૧૨૦ ઉર્વશી

પિતાસેવક બનજે !

( નેપથ્યમાં વૈતાલિકો )

૨૧ પહેલો વૈ૦

જય શ્રીયુવરાજનો જય !

માલિની વૃત્ત

અજસુત પરમેષ્ઠિનો, વળી ઇન્દુ તેનો,
બુધ શિતકરકેરો, જેમ તેના જ દેવ;
બન પિતુરનુયાચી તું ય સંસ્કારસર્વે,
અતિશય દ્યુતિવંતા વંશને યોગ્ય થાજે! ૨૧

૨૨ બીજો વૈ૦

માલિની વૃત્ત

મહિપતિમહિમામાં શ્રેષ્ઠ ત્હારા પિતા છે,
અડગ દૃઢ તું યે છો વિક્રમાપત્ય પ્રોઢ;
યુગલકર વિષે આ રાજતી રાજલક્ષ્મી,
હિમગિરિ ઉદધીમાં ગંગ શી સુવિભક્તા ! ૨૨

૧૨૩ રંભા

મ્હારી પ્રિયસખીને વધાઇ, પુત્રના યુવરાજપદે દિવ્યાભિષેકની, હૃદયવલ્લભ સાથે અવિરહની !

૧૨૪ ઉર્વશી

અયિ દિવ્યસખીઓ, આ અભ્યુદય તો આપણો સૌનો જો ! ( કોઇનો હાથ ઝાલતી ) ચાલો, યુવરાજ, રાણીજીની ચરણરજ લઇયે

૧૨૫ રાજા

જરા રહીને, થોભો, સૌ સાથે જ જઇશુ.

૧૨૬ નારદ

અનુષ્ટુપ વૃત્ત

આયુની યૌવરાજ્યશ્રી પેખતાં સાંભરે મ્હને
ઇન્દ્રાભિષિક્ત દિવ્યશ્રી સ્વસેનાની કુમારની. ૨૩

૧૨૭ રાજા

ભગવાનનો હું પર કેવડો મોટો અનુગ્રહ !

૧૨૮ નારદ

અરે બોલો રાજન્, મહેન્દ્ર ત્હમારૂં બીજું શૂં શૂં કલ્યાણ કરે ?

૧૨૯ રાજા

શ્રીમહેન્દ્રપ્રીતિથકી યે આથી પ્રિયતર શૂં ઇચ્છી શકું ? તથાપિ, ભલે આ પણ થાવ.

ભરત વાક્ય

અનુષ્ટુપ છંદ

નિસર્ગવૈરિણી છે બે, જવલ્લે એકઠી જડે,
સંગમો સૌતકલ્યાણે તે શ્રીવિદ્યાતણા હજો ! ૨૪

બધા જાય છે.

ઇતિ અંક ૫મો

## વિક્રમોર્વશી નાટક સમાપ્ત

---

ભા૦ ૧૨૭ બીજો પાઠ - ભગવાનનો આવો અનુગ્રહ છે તો એ તેને લાયક પણ થવાનો જ !

# શ્લોકસૂચિ

ડાબી બાજુના આંકડા ૧થી ૫ અંકની સંખ્યાના છે; જમણી બાજુના આંકડા ૧થી ૪૩ અંકમાં તે શ્લોકની સંખ્યાના છે.

# વિક્રમોર્વશી મનનિકા

## પ્રકરણ ૨જું

### એક શ્લોક

[ કાલિદાસનાં નાટકો ઉપરની મ્હારી મનનિકાઓમાં મહત્ત્વને સ્થલે તરજુમામાં ન દેખાય એવું પણ માલુમ પડશે, તે મૂલ સંસ્કૃતમાંથી તરજુમામાં આવતી રહી ગયેલ વસ્તુઓ વિશે જણાશે, અને તે મૂલ અને તરજુમાને સાથેસાથે રાખીને અભ્યાસ કરનારાઓને માટે ઉમેરેલું છે ]

૧ ઘૌ ભૂ વ્યાપિ૦ *

અન્વય †— તે એક, તે સ્થાણુ, ઉપનિષદ કહે (છે) ઘૌ (અને) ભૂ(ને) વ્યાપી (રહેતાં ય) વધે (છે); તે જે(ને) અન્ય કો ગમ્ય ના (એવા) 'ઈશ્વર' પદે યથાર્થ અભિધાય (છે), તેહને મુમુક્ષુ(ઓ) નિજમાં યોગ (અને) ધ્યાન વડે અન્વેષતા (અન્વેષ્યા કરે છે), ને (તે) દૃઢ ભક્તિએ સુલભ છે : તે આપ સૌને શ્રેય પ્રકટાવો.

તે અનિર્વચનીય, સર્વશક્તિમાન, મહતો મહીયાન; એક અનન્ય, સ્થાણુ અવિચલ, અવિકારી, સર્વાધાર, સનાતન; ઈશ્વરે તમામ જાતિ અને કોટિની શક્તિઓ જેની, અને જેનામાંથી જ બીજે કયા ય ઈશ્વરે, બીજા કોઈને પણ મળે, તે પ્રભાતસિંધુ, દેવાધિદેવ.

આ સર્વવ્યાપી કહેવાય છે, પણ શ્રુતિ કહે છે કે આખા બ્રહ્માંડને વ્યાપી લેતાં ય એ તો વધે છે, પુરુષસૂક્ત (ઋગ્વેદ) કહે છે

---

* તરજુમામાં દરેક કડિને ગુજરાતી આંક, દરેક શ્લોકને દેવનાગરી આંક આપ્યો છે; અહીં મનનિકામાં તે જ આંક ને તે શ્લોક કે કડિ નિર્દેશે છે.

† તરજુમામાં વધારે અઘરા કે ક્લિષ્ટ લાગે એવા શ્લોકોનો જ અન્વય આપ્યું.

"દર્શાગુણ" વધે છે, જે ઠેકાણે 'દશ' શબ્દનો 'ઘણાં' 'કેટલાં ય' એવો અર્થ પણ લઈ શકાય; અને ઈશ્વરની અનન્ય અતિકાયતાની આવી ઉક્તિઓ બ્રાહ્મણો અને ઉપનિષદોમાં પણ અનેક છે.

મુમુક્ષુ મોક્ષ એટલે પરમ પદ માટે મથનારા યોગસાધનાએ (પાંચ પ્રાણના વિધિપૂર્વક સંયમે) તેમ જ્ઞાનમાર્ગે જેને પોતાના અંતરમાં શોધી રહે છે તે એ જ.

યોગ ધ્યાન (જ્ઞાનમાર્ગ) કે સદાચરણોના કર્મમાર્ગ કરતાં પણ એ દઢ ભક્તિએ સુલભ છે: તે પરમેશ્વર શિવ આપ સૌને શ્રેય (મનુષ્યને પ્રાપ્ય સર્વે પદાર્થોમાં શ્રેષ્ઠ એવો મોક્ષ) અર્પો. ઘણાં નાટકોમાં મંગલાચરણના શ્લોકમાં કવિ શિવને પ્રાર્થે છે, કેમકે નૃત્ય નાટ્યકલાનો દેવ અર્ધનારીશ્વર ભૂતનાથ નટરાજ શંકર છે, જુઓ માલવિકાગ્નિમિત્ર અંક ૧ શ્લોક [ ૪ ].

૨ મારિષ સૂત્રધાર પોતાની નટમંડળીના માણસોને વ્યાપક, ભાવ, મારિષ, પારિપાર્શ્વક, વગેરે જુદી જુદી પદવી પ્રમાણેના નામથી સવિનય બોલાવે.

૪ **વિક્રમોર્વશી** (૧) વિક્રમ અને ઉર્વશી: (દ્વંદ્વ સમાસ) (૨) એ નાયક નાયિકાવાળું નાટક વા કાવ્ય વા કલાકૃતિ જે હોય તે (સમાસ), (૩) વિક્રમ, વિક્રમસિંહ, વિક્રમાદિત્ય, વગેરે તો ઉપલક્ષણ વિશેષનામ નહીં; એટલે— પરાક્રમે નાયિકા ઉર્વશી મેળવાય છે જેમાં તે નાટક, એમ પણ વિગ્રહ થઈ શકે, પણ ગુજરાતીમાં મધ્યમપદલોપી સમાસની જરૂર લાગે.

ઈશાન પોર્જુ ધ્રુ (उपास्याहवै) એ ગ્રીન બોપેન્સેનની આવૃત્તિ (ઈ. ૧૮૪૫) અને મોનિયર વિલિયમ્સનેપાદિત મેર્ટ રોડ્સ ઈષ્ટની આવૃત્તિ (ઈ. ૧૮૪૯)માંથી ઉમેરી લીધો છે; પંડિત શંકરરાવ (બોમ્બે સં. સીરીઝ) કે શાં પંડિત [ ગોપાલ નારાયણ એન્ડ કંપની.

મુંબાઈ ? ]ની જાણીતી અને પ્રચલિત આવૃત્તિઓમા નથી આ ચાર આવૃત્તિઓનો હવે પછી નિર્દેશ અત્ર ઓ૦, મો૦, પી૦, કા૦, એ ટૂંકી સંજ્ઞાઓ વડે. શકુંતલા નાટકનો નિર્દેશ **શ૦** સંજ્ઞાએ, માલવિકાગ્નિમિત્ર નાટકનો **માલ૦** સંજ્ઞાએ, કાલિદાસનો **કાલિ૦** સંજ્ઞાએ, ટીકાકાર કાટયવેમનો કાટ૦, રંગનાથનો, રં૦

૨ દાસગણો૦ દાસ આપના સેવકો અને નટો.

**વસ્તુનાયક** 'શુભ વસ્તુ વા શુભ પાત્ર'ના માનમાં, એમ પણ સમજ્યો થઇ શકે; અને મૂળમાના પુરુષ શબ્દનો આમ વધારે વ્યાપક અને સામાન્ય અર્થ લેતા, તેમા નાયક ઉપરાંત ૧લા અંકમા ચિત્રરથ આવે છે, ૫મા અંકમા નારદ આવે છે, એવા પાત્રોનો સમાવેશ પણ થાય.

**કાલિદાસતણી** ભવભૂતિ અને બીજા કવિઓ આ સ્થળે પોતપોતાના પૂર્વજોના, પોતાની વિદ્યા આદિના વખાણ મુક્ત કંઠે સ્તવે છે : જાણે રોચક જાહેરખબર ચિતરતા હોય. કા૦ પોતાના અને કૃતિના નામ ઉપરાંત કશું જ આપતો નથી એ એની વિનમ્ર શિષ્ટાચારી.

૭ અંતરિક્ષ પૃથ્વી અને સુરલોક વચ્ચેનું આકાશ.

૮ **કુરરી** ટીટોડી, ભીંડ્યુ તીતી ચીસનારુ ન્હાનુ આકર્ષક પંખી : જુવો પંનુ ટિપ્પણ સંયમ મકાનથે ઘણા છે; તથાપિ આપણને ખૂંચે ય છે, કેમકે કવિ પોતાની અંગત હકીકત આપીને કે (કાવ્યપ્રસિધ્ધ જેવામા) અંતે પોતેન જણાવે તો તે મેળવવાનાં બીજાં સ્હલ જ સાધન ઇતર વાઙ્મયસૃષ્ટિમા ઉગરવા પામ્યા છે.

૩ નારાયણોરુ૦

**વરાપ્સરા** અપ્સરાઓમા ઉત્તમ **ધનેશ** કુબેર, અલકાપુરીનો સ્વામિ. એવી જુદા જુદા દેવોની સમયસમયે સેવા કરવાને અપ્સરાઓની

૧૦ મૅાટની વાચના જગ ટૂંકી છે : 'સૂર્યને આરાધીને પાછા જતા આ પુરૂરવા કને આવીને કહ્યું, ભવનીઓ, જે........'

૧૬ શ્રી વિષ્ણુપત્ની લક્ષ્મી. હિરણ્યપુર અસુરોનાં નગરોમાંનું એક. યમ અને કુબેરની દિશા ઉત્તર, સૂર્ય અને ઈંદ્રની પૂર્વ, આ અને બીજા અસુરનગરોને એ બેની વચ્ચે ઇશાન દિશામા આવેલાં કલ્પ્યા.

**અતિતપસ્વી** સામે ઘણા યજ્ઞો કરીને કે અતિ ઉગ્ર તપ વડે માણુસ ઇંદ્રનું પદ પણ મેળવે પૃથ્વી પરના રાજા કોઇ પોતાની સામે ઉપાડો કરી પોતાને ઉથલાવી પણ પાડે એવા શત્રુને ઊગતો જ ડામી દેવા મથે, તેમ સુરલોકપતિ ઇંદ્ર પણ જગતના રહી આવા કોઇ મહત્ત્વાકાંક્ષી ફાવી ન જાય તેમ તેમની પ્રવૃત્તિઓમા બનતા વિઘ્ન નાખ્યા જ કરે. અતિમહત્ત્વાકાંક્ષા વિશ્વામિત્રના ઉગ્ર તપમા ભંગ પાડવાને ઇંદ્રે મેનકાને મોકલેલી અને, સૌ જાણિયે છ કે, તેના જાજ્વલ્યમાન રૂપથી ચકિતમોહિત વિશ્વામિત્ર ભોગવિલાસમા પડી પણ ગયેલા. પુરાણોમાં આવાં બીજાં કથાનકો પણ છે. નારાયણ ઋષિ વિશ્વામિત્ર કરતા પણ અતિપ્રાચીન કાલમા, સૃષ્ટિના આદિ કાલમા, થઇ ગયેલો. ઋગ્વેદમાનું પુરુષસૂક્ત એનુ મનાય છ. આથે નર નામે બીજો ઋષિ પણ હતો. અને નરનારાયણની જોડ આપણા ધર્મગ્રંથોમા ભારે પેઠે પ્રસિદ્ધ છે. જીવ અને ઈશ્વરની જોડ જેવી આ નરનારાયણની મનાય છે. અર્જુન તે નરનો, શ્રીકૃષ્ણ તે નારાયણનો અવતાર પણ મનાય છે. આ નરનારાયણનાં મંદિરો પણ પુરાતન કાલથી ચાલ્યા આવે છે, અમુક સૈકાઓમાં ઘણા હતે, હજી પણ કેટલાક છે ખરા

નારાયણ ઋષિના તપ અટકાવી દેવાને ઇંદ્રે અપ્સરાઓને મોકલી, ત્યારે આ ઋષિસત્તમે પોતાની જંઘામાથી એ અપ્સરાના રૂપને આંટે દે એવી ઉર્વશીને સર્જી, જેને જોતા જ ઇંદ્રની સુરાંગનાઓ નીચું ઘાલીને ચાલી ગઈ. પછી ઉર્વશીએ પોતાના આ સર્જક કને કર્તવ્ય-

શ્રીઆર્તેએ પી૦ની છેલ્લી આવૃત્તિમા ટાંકયા છે. એ સ્થળોમા કેટલાક અંશ અસ્પષ્ટ છે કેટલાક જુદે જુદે ઠેકાણે જુદા જુદા છે, જે અંશો સ્પષ્ટ અને ઘણાખરામા તે ને તે જોવામા આવે છે તે પણ આપણને કાં તો અસંભવિત અને કાં તો અનુચિત લાગે એવા છે આ સર્વ કથાજાળને પશ્ચાદ્ભૂમા જ રહેવા દઇને તેમાથી અતિ થોડા અંશ લીધા ત્યા સાથે તેમા એમે એવા નવા અંશ ગૂંથીને કાલિદાસે પોતાની કૃતિના વસ્તુ લેખે જે રૂપમા કથા આપણી આગળ મુકી છે, તેમા તેની કલાની ઉત્કૃષ્ટતા જ પ્રત્યક્ષ થાય છે, કેમકે તેમા અનુચિત કે અસ્પષ્ટ લાગે અથવા કોઈ પણ કારણે આપણને ખૂંચે એવો એક પણ અંશ આ મહાકવિએ રહેવા દીધો નથી. વળી સુરપતિ, સુરલોક, અપ્સરાઓ દેવો અસુરો અને વ્યોમચારી દેવોપમ દેવસુહૃદ મનુષ્યો એટલી કલ્પનામા જે કંઈ અસંભવિતતા આપોઆપ આવી જાય, જે આપણે આ પાત્રો અને આ વસ્તુની સાથે સ્વીકાર્યે જ છૂટકો, તે ઉપરાંત અસંભવિતતા કે ચમત્કૃતિનો વિનાશ માત્ર પણ આ અતિસાવધ કલાકારે અંદર આવવા દીધો નથી એટલુ જ નહીં પણ આપણી એક સર્વોત્કૃષ્ટ ભાવનાના પ્રતીક જેવી આખી કથા આલેખી આપી છે ( જુવો અંક ૨ ઉક્તિ ૧૧૭ ઉપરનુ મનન પોતે સ્વીકારેલા અંશ કવિએ કઇ કઇ કથામાથી આપના યા, એ દરેક ઉચ્ચ અભ્યાસીએ એક વાર તો સમગ્ર જોઇ લેવુ ઘટે, પણ એ ત્મિક અન્વેષણ અભ્યાસીને પોતાને માટે રહેવા દઉ છુ શ્રીઆર્તેએ આપેલા અવતરણોમાથી કેટલાકમાની કથા તો આ કાલિદાસકૃતિ રચાયા પછી તેની અસર તળે જ લખાયા છે એટલું ધ્યાનમા રાખવાની ચેતવણી માત્ર આપુ છુ એટલે આ નાટકના અભ્યાસીએ એ પુરુરવા–ઉર્વશીની પુરાણી અદ્ભુત કથાના અંશો યથાવત્ જાણવાના વૃથાપાંડિત્યની પણ જરૂર રહેતી નથી, તો એ કથા મૂળ ઉષા અને સૂર્યના નિત્ય દેખાતા કુદરતી બનાવ ઉપરથી ઉપજેલી કુદરતી દેવકથા ( નેચરમિથ Nature-myth )

છે, એના મકસમુ ન જેવાના અનુમાનના પણ આપણે માટે અપ્રસ્તુત છે

૪ રેણુગોટ૦

આ શ્લોકની બીજી પંક્તિનો અર્થ કરતા સમર્થ પંડિતોએ પણ થાપ ખાધી છે. મેઘપુંજ ઘોડાઓના દાબડાથી અને પૈડાથી કચરાતા રેણુ રેણુ થઇને ઉડે, પણ તે તો રથનો વેગ જેમ વધારે તેમ વેગો થ જાય તો આખી દિશાએ જોતો લાગે, એને મેઘરેણુ પાછળ જ પડી જતી અને લાગે તગી પથરાતી દેખાતી જોનએ એમ લઇને, કવિ તે રેણુગોટાને ત્યમુએ એટ રથની આગળ આગળ ઉડી રહેતા એમ વર્ણવે છે, તે આ પંડિતોને સમઝાયુ જ નથી ખરી વાત પાછળી બાજુએ પણ એ રેણુગોટ લાગે લગી ઉડી જતા દેખાય, આગગાડીનો ધુમાડો જેમ આગગાડીથી ઉલટી દિશામા ઉડતો પથરાતો દેખાયા કરે તેમ પરંતુ હિરણ્યપુરની દિશામા પેઠી જઇ સુરક્ષિત થવા માટે પૂ ધાટ ભાગતા અસુરને હજી રસ્તામા હોય ત્યા જ પકડી લેવાને એનાથી ય વધારે ઝડપી દોડ કરતા રાજાને પોતાની પાછળી બાજુએ નજર કરવાને એક ક્ષિપ્ત ક્ષણ શાની મળે વારુ ! મેઘપુંજો જાતે એમ ટકોરો આ તો અસ્તવ્યસ્ત થઈ જાય એવા સત્વનશ્વર આકૃતિના, પૂરપાટ આવતા રથના ધક્કાથી જ આગળ પથરાયેલા મેઘપુંજ પણ રજરેણુ થતા જાય છે, અને એ આગળના રેણુગોટા જ કવિનુ કલ્પનાચક્ષુ નાયકચક્ષુ દ્વારા જુવે છે તેવા અત્ર વર્ણવે છે એ રેણુગોટા ઘોડાના દાબડા અને પૈડાના આઘાતથી થયેલા તે એમ કવિ કહેતો જ નથી, પંડિતો આ અર્થ ગાંઠનો ઉમેરી લઇને ખરા ગોટાળો જાતે ઉભો કરે છે

(આ)* મહાભારતમાના રથ મોટા પૈડાના અને ત્રિચક્રી વાહન

* શ્લોકની પંક્તિ ૧લીને અ ૨જીને આ, ત્રીજીને ઇ, ચોથીને ઈ [ સંજ્ઞા] સુચના આપી છે, અનુક્રમણિકામા સર્વત્ર

પાઠ્ય આવતા નાજ કઇક મૈ ગતિએ આવે એમ લઇએ તો જ એ પાઠ એમ, પણ ઉર્વશી ચિત્રલેખાને સખીઓને સોપી દેતા વગી રાજા ધારે તો ના જ પડે

**સોમદત્ત** ( ૧ ) સોમે આપેલો, ( ૨ ) સોમદત્ત નામનો

**હરિણલાંછન** ચંદ્રમામા ડાઘા દેખાય છે તે હરિણાકૃતિના ગણાય છે એ ને ચંદ્ર તેમ ચંદ્રવંશીઓના લાંછન લેખે હરિણાકૃતિ જ ક ઘાવ. રથમા ।। ગાણ્મો આદિ સ્પષ્ટ દેખાતા માટે તે પહેલા ઘણે દૂરથી પણ તેના ધ્વજ ઉપરનું આવુ લાંછન સ્પષ્ટ દેખાય પણ રાજા એની તો ઝડપથી આવે છે પછીની જ પળે રથમ ની આકૃતિઓ પણ દેખાવા માંડે છે.

* **સુપદ્મ** કમલિની ઉપરનુ એકન મોટુ પદ્મ **નિશા** નહિ બીજે પા' 'ઉગ્ર ઉગ્રે'

**૬ સ્તનો વચ્ચે** સ્તનો વચ્ચેનો ભાગ સ્તનોનો ઉપનો ભાગ પણ ઉઘાડો, એવા જ વસ્ત્રાભૂષણ આપણા પુરાતન ચિત્રો મૂર્તિઓ આદિમા જોવામા આવે છે

આ નાટકમા ક્ષેપ ( પાછળથી ઘુસાડાયેલ ) શ્લોકો ઓછા છે, એવા ક્ષેપકોની શરુઆત અહીંથી થાય છે, કેટલીક પ્રતોમા અહીં આ એકના બે શ્લોક જોવામા આવે છે

**૩૩ જાણે અપ્સરા જ ન હો** મૂર્છામા ય સાનને તો ખરી એમ માની તેને પાનો ચડાવવાને આમ બોલે છે "અવઘીરત કરણે" સાભળે, જુવો અંક ૪ ઉક્તિ ૨૦–૨૧

૭ ( અ ) **'મારું'** ચારે પંક્તિમા લેવુ **અંધારાથી** પ્રત્યય વાગતા એકવચન કે અનેકવચનનું અનુસ્વાર જાય, એવો નિયમ ગદ્ય માટે સારો છે, પણ પદ્યમા અનુસ્વાર ઠીક લાગે ત્યા તે ભલે રહેતુ એવો વિકલ્પ

પણ ગખવો † (આ) [ રાત્રે અગ્નિ કજળી જવાને પરિણામે તેનુ જતન ધૂમ્રરહિત થાય તેમ.] (ઇ) કાંઠા તૂટી પડતા નદી ડહોળાઇ જાય, તે મળ કઇક નાચે ઠરે, કઇક તણાઇ જાય, એમ કાપી નાખીને પાણી પાછા નીતગ મોહી રહે તેમ

(ઈ) રૂપસી સુંદરી

૩૬ **દિવ્યપ્રભાવે** બનાવ પ્રત્યક્ષ બન્યો ના હોય તથાપિ જાણવો હોય તો જાણી શકે એવો પ્રભાવ, દેવોની દિવ્ય શક્તિઓમાની એક

**૩૮ –** કે આવા મહાનુભાવના ઉપકાર તમે આવવાનો એના પ્રત્યક્ષ દર્શનનો લ્હાવો મળે છે પુ૦ની કીર્તિ ગુરુનોકમા એવી પ્રસરેલી કે તેના પ્રિય ઉ૦ જાણે તો છે, પણ એને નજરે જોયો આજે જ, જેમ ગજ્તએ પણ ઉ૦ને

૩૯ નાયકનાયિકા પ્રથમ દૃષ્ટિપાતે જ અન્યોન્ય ઘવાય, એવી તાત્કાલિક પ્રેમોત્પત્તિ જ વર્ણવની કવિઓને અતિ પ્રિય છે

૮ **આનો મર્જક૦** શકે કદાચ હોઇ શકે **હિમકરો** શીતળ કિરણોવાળી જ્યોત્સ્ના (કૌમુદી)નો નિધિ (ઇ) **રૂપે** નામરૂપાદિ માયાએ (ઈ) **રૂપાકર** (૧) રૂપની ખાણ, (૨) પદ્માકર એટલે ઉત્કૃષ્ટ પદ્મ તેમ ઉત્કૃષ્ટ રૂપવતી

૪૦ **કેવીક દશામાં – ક્યાં** कह અને कहिं એને આ ઉક્તિમા જોઇએ, તે બે શબ્દ જુદી જુદી પ્રતોમા છૂટા પડી ગયા છે જુવો રાજાની ઉક્તિઓ, પ્રથમ એ જવાબ દે છે कहનો, અને પછી कहिंનો. એટલે બેમાથી એક જ રાખવાનું ઠરાવિયે, તો પ રાખવુ પડે कह

---

† જેટલી નિયમમાં મનાયેલ ચાલ્યા જ કરશે, શાળાશિક્ષણ જ્યા લગી શિષ્યશિષ્યાને એ ઝીણવટોવ પૂરતુ અને નિઃશંક જ્ઞાન દેશભાષાથી શાળાઓમા ઉગતે જ્ગે આટલી વર્ષ લગી ઠરાવ્યા નહીં કરે ત્યાં લગી અને આ કાર્યમા પૂરે પૂરી સુગમતા મ્હારા જેવા વિકલ્પવાદે જ સાંપડશે, ન અન્યથા.

૯ રૂઢપ્રણયી લાંબા કાળથી જામેલા સ્નેહસંબંધવાળાં ચં૦ વાને છે અને સ્થળે **આર્દ્ર** પ્રવાહી લસલસતા પોતાને પ્રથમ દૃષ્ટિપાતે જ આગઆગનો સ્નેહવશ કરી લીધો, એ હકીકત નાજુક આમ આકસ્તગી રીતે કહી લે છે, તે, આપણે સમજવાનું છે કે, એનો કુલીન વિષય છે આપણે જડ ન સમજિયે તો ઉ૦ પોતે તેને સ્ફુટ કરે છે

૧૦ આ શ્લોકોમાં સ્થળે સ્થળે આવતા ઉપમાનોમાં ખાસ ઔચિત્ય એ છે કે નાયક ના નાયિકાની સરખામણી ઉત્તમોત્તમ પદાર્થો જોડે જ કરેલો કરેલો તેથિ બન્નેની ચેષ્ટોત્તમતાની છાપ બરાબર પાડે છે અતિશયોક્તિઓ પણ એકસરખી અને નિરપવાદ માનામદ આ થા કરે તો અગ્રગ છાપ સ્વભાવોક્તિની પડે છે નાયકનાયિકાની અસાધારણતા આપણા મન પર ઠસાવવામાં કુશળ કવિ ફાવી જાય છે, એને આ વિશદ વર્ણન અથવા ભૂષણ કોઇ પણ એક અલંકારના ખાસ ઔચિત્યનું નહીં તેટલું આખી માળામાંથી નિષ્પન્ન થતું, બીજા શબ્દોમાં, શૈલીનું ગણાતું વધે એક ઉક્તિ કે એક શ્લોકના નાનુપરમાં અર્થ અને નાદ તથા સ્વની સાથે શબ્દરચના, એકબીજામાં હળીમળીગળી અન્યોન્ય ખીલતી રહે તે "પ્રસાદ ખરો માત્ર શબ્દનાનિત્ય શબ્દમાધુર્ય કે નાનાથી રસને ' પ્રસાદ " કહે છે, તેઓ તો પ્રસાદ ગુણ–અર્થઔચિત્ય ને કાવ્યના બાહ્ય દેહ પૂરતો જ ઓળખે છે પરંતુ એ નાનુપનો શબ્દરૂપ અને અર્થરૂપ દેહ અને આત્માનો પ્રસાદ કેવળ પ્રસાદસિદ્ધ છે, ત્યારે આમ નાના વિસ્તારમાનું અસાધારણ ઔચિત્ય શૈલીપ્રસાદ ગણાવાને પાત્ર છે

'ઉત્સુક નયને ચેષ્ટાને ઠેકાણે ૫૦ શ્લોકમાં 'મોડી રહેલ પુનરપિ' છે એ પાઠ ચન્દ્રમાના વિશેષણ તરીકે જ લેવો પડે અને 'ગ્રહણ છૂટ્યો'ની પુનરુક્તિ જેવો છે વળી 'ઉત્સુક નયને' ચેષ્ટાની સાથે તેમ સખીઓની સાથે ય લઇ શકાય

સખીઓ ઉર્વશીને તો ઉ૦ રાજાને ધારીધારીને જોઇ રહી છે. રાજા તો પ્રથમ દૃષ્ટિપાતથી ઉ૦ને જ જોઇ રહે છે. તટસ્થ અને સૌનો મેળ જ, આ સૌ તાલ જ જોનારી એક ચિત્રલેખા છે; ઉ૦ની ચેષ્ટાથી એને કંઈક રમૂજ પણ પડે છે. એટલે —

૪૫ પૈ૦ કા૦એ એની ઉક્તિ આપી છે (हला पेक्ख) તેને બદલે તરજુમામાં (हला किं पेक्खसि ओ) બો૦નો પાઠ લીધો છે.

૪૮ વિશાખા વૈશાખ માસના આ જાણીતા નક્ષત્રમાં બે ઝીણા તારા નરી આંખે દેખાય છે. ચંદ્ર સત્તાવીશે નક્ષત્રનો નાથ એટલે પુ૦ ઉ૦ને પરણશે એવો ધ્વનિ પણ અહીં લેવાય, જોકે બોલનારી પોતે એ અભિપ્રાયથી આ ઉપમાન વાપરતી નથી.

૬૧ મદનરોપ ઉગવાનો, તેના નવા અંકુર જેવા રોમાંચ જુવો માલવિ૦ ૪. ૧.

૬૨ અંગદ (૧) પ્હોંચી, બાજુબંધ. (૨) બખતર

૬૭ સેના હિરણ્યપુરના કિરાતોને સર કરવા પડશે એમ ગણીને આપી સેના મોકલેલી.

ચારેબાજુ જવો ગર્ભ૦ ૧૭, માલવિ૦ *

૬૦ પુ૦ની ઠેઠ નારાયણ ઋષિ સાથે સરખામણી સૂચવતા ચિત્રરથને કવિ દરબારીઓની આડંબરી શિષ્ટતામાં પૂરેપૂરો કામેલ નિરૂપે છે.

૬૯ મહિમા સ હિ૦

સ હિ = તે જ – સંસ્કૃત છે. આપણે બોલી અને ગીતમાં સહી (સુનો તો સહી; યાર, જરા એમ તો સહી વગેરેમાં) ઉક્તિમાં ભાર ઉમેરવાને વાપરીએ છીએ, તેનું મૂળ આ સંસ્કૃત **स हि** જ છે.

[ * અહીં અનુવાદકે આધાર દીધો રાખ્યો છે. ]

દાક્ષિણ્યમાં રજ પણ ન ચુકનો, રાણીની ઉદારતા અને ધર્મિષ્ઠતાનો લાભ કેવળ સ્વાર્થીપણે પૂરેપૂરો લઇ લેવામાં જરાય ખોટું ન જોનો, આ રાજન પ્રજાપ્રેમે અને ધર્મિષ્ઠ: પ્રજાપાલનને દેવોનો પણ માનીતો છે, અને સોમ, બુધ, મિત્રાવરુણ એ એના પૂર્વજોથી ઝાઝી પેઢીઓ અળગો નથી એટલે દેવોના સમોવડ જેવો જ છે. અને તોપણ ' દ ભૂમિપિંડનું પંકજ ઉત્ંગી તો સારીગના ', એ બંનેની વાસ્તવ સ્થિતિ વચ્ચેનો મહામોટો ભેદ પણ એના ધ્યાનમાં છે જ. આ પ્રસંગની સમય ગાળના જુદા જુદા અંશોમાં કા૦ પોતાને તેમ એના સમયના શ્રોતાપ્રેક્ષકોને લેશ પણ વિરોધ કે અસંગત સાદૃશ્ય લાગતું જ નહીં, એટલી ઐતિહાસિક દૃષ્ટિ દઢ ગણીને જ આપણે આ નાટક વાચવું ઘટે આપણા કાળના અર્વાચીન ભિન્ન એવી આ સ્થિતિને તેના પોતાની નજરે જોવા જેટલી કલ્પનાશક્તિ જે શ્રોતા-વાચકમાં નહીં હશે, તે આ નાટકની ખૂબીઓ કે એના કર્તાની પ્રતિભા સમજી જ નહીં શકે, સંસ્કૃતનો મોટો પંડિત હશે તથાપિ માત્ર શબ્દાર્થ પામશે. અમર સાહિત્યના અવલોકન જેમ પ્રાચીન તેમ વાચકને આવી ઐતિહાસિક દૃષ્ટિએ સમૃદ્ધસ્કારી કલ્પના અને સહાનુભૂતિ માગી જ લે છે

( આ ) લવણોદધિ [ ક્ષારસમુદ્ર, મીઠાનો સાગર ]

**૧૮ મધ્યમ વિષ્ણુધામ :** વિષ્ણુ ત્રિવિક્રમ છે, ત્રણ ડગલે આખું બ્રહ્માંડ વ્યાપી લેનારો. એ ત્રણમાંથી પહેલે ડગલે તે આખી પૃથ્વી વ્યાપી લે છે, બીજે, વચલે, મધ્યમ ડગલે વ્યોમ અને સુરલોક વ્યાપી લે છે

ઉ૦=રાજહંસી, પુ૦=મૃણાલ ઉ૦નું પરમપ્રિય ખાદ્ય, રાજહંસીનું મૃણાલનો ગર્ભ તેમ, રાજાનું તેના ઉપરના પ્રેમરસે રસાર્દ્ર હૃદય. ઉ૦ આશય રાજાના એ રસાર્દ્ર મૃણાલગર્ભ જેવા હૃદયને ખેંચીને તેને

# પ્રકરણ ૩જું

## અંક ૨જો

### પ્રવેશક

૧ વાડુ ચેંડા આદિ કરે એમાં બાંધી વીમા તેમ ને ચેરાળ ફાગી પડતુ દેખાય અથવા પછી ભાવતી દન્તુ વધારે ખવાતા પેટ પોતે ફાટફાટ થાય...

**કાર્યમિન** વિદૂષકની પ્રાકૃતમા શબ્દ છે कज्जामित्त આપણા ગુજરાતી 'કજિયા' શબ્દનો પિતા છે આ कज्ज જોડે ને પોતે છે સંસ્કૃત કાર્યનો પુત્ર. અને ન્યાયખાતાની પરિભાષામા कार्य = મુકદમો (કેસ case)

**વિમાન** (૧) વ્યોમયાન, (૨) ઘણુ મોટુ દેવોને વસવા લાયક મંદિર, (૩) કોઇ પણ અતિ ઊંચું મોટુ મકાન, મહેલ. **વિમાનોત્તંગ** (બીજો પાઠ–વિમાનપરિચ્છેદ) આ મહેલનું વિશેષનામ

૨ **ચેટી** દાસી, છોકરી. આમાની કેટલીક કોઈને રાણી પોતાના આખા પરિવારની ઉપરી બનાવતી, અને લગભગ સખી જેવી ગણાતી

૩ **સ્વાધ્યાય** રોજિંદો અભ્યાસપાઠ પ્રયોગાદિ ક્રમ, રાજમહેલો સુવ્યવસ્થિત હતા તે પ્રાચીન કાળમા દાસદાસીઓ કને સેવા લેવાતી, ઉપરાંત દરેકને તેની તેની યોગ્યતા પ્રમાણે શિક્ષણતાલીમ પણ અપાતા. રાજારાણી પોતાના મુખ્ય કામકાજ કરી લેતા ન્હાય જમે તે પહેલા એટલે મધ્યાહ્નની આસપાસ, તેમ આ ગાળાઓમા અભ્યાસપ્રયોગાદિ પણ એ જ સમયમા નિત્ય નિયમિત રીતે અને ક્રમે ચાલી રહેતા. જુવો માલ૦ અંક ૧ અને ૨

દિમિત્રિયસ, કુશાન રાજાઓ, મિનેન્દર, તૈમૂર આદિ વિજેતાઓએ હિંદના કારીગરો કલાકારો આદિને ઘણી મોટી સંખ્યામાં સાન પકડીને પોતાની નગરીઓમાં વસાવી તે તે કલાકારીગરી મધ્ય અને પશ્ચિમ એશિયામાં ફેલાવેલી કલાકારીગરીસંસ્કૃતિ આદિના આવા મિશ્રણમાં આ ચડાઈઓ વગેરેએ મહામોટો ભાગ ભજવેલો વિજિત પ્રદેશમાં કાળો કેર, વિજયી પ્રદેશમાં લીલાલહેર, એમ આ પ્રથમ દર્શને માત્ર લૂંટફાટ, ચોરીલૂંટ અને વિનાશક દેખાતા બનાવોની બીજી બાજુ જોવાની આકર્ષક શાસ્ત્રીય શોધક દૃષ્ટિ છે

૬ અઘટિત 'અણધારી' એ ટીકાકાર કાટયવેમનો પાઠ પણ સારો છે

૨૩ વૈતાલિક સંગીત સાથે ચોઘડિયે ચોઘડિયે રાજાને પ્રશસ્તિશ્લોક સંભળાવનાર એક વા બે દ્વૈતી, દરવાજા ઉપરની માઢમેડીના અંદરના ઝરૂખામાં એમની મેડક રાજાને સભાગૃહ મંત્રગૃહ કે ન્યાયગૃહમાંથી બહાર નીકળી જતા દૂરથી જોતા જ તેઓ પોતાનું ગાનવાન શરૂ કરે

૧ તમતિમિર માં પાપાચરણ અત્યાચારો અન્યાયાદિ પણ આમાં આવી જાય, સૂર્યતેજ મુખ્યત્વે અંધકાર અજ્ઞાન અને તજ્જન્ય પાપ પ્રવૃત્તિઓ ઘટાડે, રાજતેજ મુખ્યત્વે વધારે સૂક્ષ્મ પાપપ્રવૃત્તિઓ ઘટાડે, સૂર્યતેજ લોકપાલક ધનધાન્યાદિ ઉપજાવીને, રાજતેજ લોક-પાલક એ ઉપજાવવાની પ્રવૃત્તિઓમાં અને ઉપભોગ્ય દ્રવ્યની વહેંચણમાં મનુષ્યો કને ન્યાય્ય વર્તન પળાવીને

(ઇ) પલ થોભે મધ્યાહ્નની આસપાસ થોડી વાર સૂર્ય ગગન-રાચે થંભી જતો લાગે છે, તે સમયના એના પ્રખર તેજથી અંજાઈ જતી આપણી આંખને એમ લાગે છે, તે ઉપરથી ઉત્પ્રેક્ષા કે એ થોડો વિસામો લે છે.

(ઈ) મધ્યાહ્ને ખરી રીતે તે પછી થોડી વારે ચાણક્ય, મનુ, કામંદક, આદિના અર્થશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર (સ્મૃતિ), નીતિશાસ્ત્રોમાં

રાજાની દિનચર્યા ઝીણવટથી નક્કી કરી આપેલી છે, અને નાટકોમાના રાજા તો આદર્શ રાજાઓ, એટલે તેઓ એ વ્યવસ્થા પાળે જ એમ માની લઈને નાટકકાર પોતાનું વસ્તુ યોજે. દિવસના બાર કલાક, તેના દોઢ દોઢ કલાક ( ૩।। ઘડી )ના આઠ સરખા અંશ ગણી, અંશ ૧લો અગ્નિહોત્રનો અંશ, રજાને બ્રાહ્મણ તર્પણનો, પછીના ત્રણ બેઠે બેઠે કરવાના રાજકાર્યોના એટલે ન્યાયવ્યવહાર સભામંત્રણાદિના, અને છઠ્ઠો વિસામાનો અંત પુરમાં સ્નાનખાનપાનાદિમા રાજા ગાળે, એમ આ વ્યવસ્થા ફરમાવે છે. સેનાનિરીક્ષા, ગઢનિરીક્ષા, વ્યાયામ, આદિ કર્તવ્યો પાછલા પ્રહરના બે અંશ માટે નીમેલા છે. સૂર્યોદય પ્હેલાના અને સૂર્યાસ્ત પછીના સમય માટે પણ યોગ્ય કર્તવ્યો જણાવીને આ આખી વ્યવસ્થા રાજાને રોજ પૈદરમોળ કલાકનુ એકસરખુ નિયમિત ઉદ્યોગી પ્રજાહિતપરાયણ જીવન ફરમાવે છે.

આર્યસંસ્કૃતિના આપણા ભાવનાશીલ પ્રશંસકો ગ્રંથોમા આવુ આવુ વાચતા જ, સર્વ રાજાઓ પોતાનો રાજધર્મ આ પ્રમાણે પાળતા જ એમ માની લે છે અને સર્વ આ ભારતવર્ષની જાહોજલાલીના પ્રાચીન કાળમા રાજાઓ પણ આવા આવા હતા એમ કુલાય છે રાજાઓ કોઇ પણ યુગમા કે પ્રદેશમા ખરેખર કેવુ જીવન ગાળતા, તેની માહિતી માટે આ "પોથીમાના રીંગણા" લગભગ નકામા છે એને માટે તો વાસ્તવિક નોંધો જોઇએ, જે બહુ જૂજ જ મળી આવે છે અને આ આદર્શ ચિત્રનાથી અત્યંત ભિન્ન છાપ પાડે છે.

પુરૂરવા રાજા ઉર્વશી અપ્સરા અને તેમનુ આખ્યાન તો કેવળ કલ્પિત વસ્તુ, એમાના મુખ્ય તંતુ કવિના પોતાના કલ્પેલા નહીં, જૂની પરંપરામાથી એણે "ઇતિહાસ" માનીને અથવા કલ્પિત ગણીને ઉપાડેલા, પરંતુ તેથી તે કલ્પિત મટી જ ના શકે, એટલે ભાવના ( આદર્શકલ્પના ) અને વાસ્તવિક હકીકત વચ્ચેના ભેદની અહીં વિશેષ ચર્ચા કરવાની જરૂર નથી

(ઈ) પચ્છીગે ગુજરાતીમાં અતિસંસ્કૃત લાગે માટે જ તેને ઠેકાણે મધ્યાહ્ન લખ્યું છે આ શ્લોકની એક વિચિત્રતા માટે જુવો આ અંકના છેલ્લા શ્લોક ઉપરનું ટિપ્પણ

રાણીના જાણવામાં પુરૂરવાના ઉર્વશી ઉપરના પ્રેમની હકીકત શી રીતે આવી તે સ્પષ્ટ કરવાને આ પ્રવેશક લખાયો છે એમાં નિરૂપેલો વિદૂષકચેટીસંવાદનો બનાવ અંક ૧ના બનાવ પછી થોડે દિવસે બનેલો ગણી શકાય અને પછી તુર્ત તે જ દિવસે અંક ૨ના બનાવ બને છે, એવી કવિની યોજના છે વચ્ચે ઘણો વખત વીતી ગયો હોય તથાપિ બે કે વધારે બનાવો એક જ દિવસે બનતા નિરૂપી શકાતા હોય, તો નાટ્યશાસ્ત્ર તે બનાવોને એક જ દિવસે એક જ અંકમાં નિરૂપવાની કવિને છૂટ આપે છે કા૦ પોતે આવી છૂટ લે છે તેનો ઉત્કૃષ્ટ દાખલો **માલ૦** નાટકનો અંક ૧ છે જુવો એ અંક ઉપરની માર્ગનિકા

કેટલાક વખત લગી ચાલેલી કામાર્ત્તિ વિરહ વ્યથા આદિનું નિરૂપણ નાટકમાં એવો એક જ પ્રસંગ નિરૂપીને કરવાની કળાની રીત તો સંસ્કૃત ગ્રીક અંગ્રેજી આદિ તમામ નાટકોમાં જોવામાં આવે છે કા૦ની કૃતિઓમાં જ આના ઉત્કૃષ્ટ દૃષ્ટાંત માટે જુવો શ૦ અંક ૬

વિદૂષક ઘણા સંસ્કૃત નાટકોમાંનો વિદૂષક વાંદરા જેવા વેશનો, ખાનપાનશોખી, હંમેશ ઠઠ્ઠામશ્કરી કરનારો, કોઇનું માન ન રાખનારો, મૂર્ખ તોય લુચ્ચો ખટપટી છતાં છેતરાઇ પકડાઇ જાય એવો, રાજાના પ્રણયોમાં તેનો મૈત્રી વગેરે સાંકેતિક (કન્વેન્શનલ conventional) લક્ષણોવાળો હોય છે એક માત્ર **માલ૦** નાટકમાં કા૦ આ પાત્રને કેવળ સાંકેતિક બીબા (ટાઇપ type) જેવું ન રાખતાં તેમાં વિશેષ લક્ષણો ઉમેરીને સજીવન વ્યક્તિ સર્જે છે

ઇતિ પ્રવેશક

આ ઉક્તિનુ બીજુ વાક્ય બો૦ અને કાટ૦માંથી ઉમેરી લીધુ છે જોકે આવશ્ય તો ના ગણાય

૩૬-૩૭ દક્ષિણ (૧) દક્ષિણ દિશા—બાજે મલયાચલ–થી આવતો (૨) દાક્ષિણ્ય ગુણવાળા નાયક જેવો, યુવતીઓ અને કામાર્ત્ત પ્રતિ વિનરી અને સક્રિય સહાનુભૂતિવાળો

૪ માધી લતા પ્રૌઢા નાયિકા માવી નવોઢા **સિંચલુ** અને **સ્નેહના** સ્થૂલ માયિક અર્થ માટે જવો પંતુ ટિપ્પણ કા૦મા કેટલાક સ્થાને આપણને અરુચિકર એવુ આવે છે ખરુ જોકે બહુ જ થો મધ્યકાલીન સાહિત્યમા રસવૃત્તિનો વિનિપાત જેનામા આવે છે તેનો આરંભ કાળના સમયના સમૃદ્ધિની સાથે જ વળગેલ અતિવિલાસીપણાથી થતા માંડેલો કા૦ પહેલા સ્થાયન **કામશાસ્ત્ર** જોતા આની ખાતરી થશે જ્યારે **કુટ્ટણીમત કા૦** પછીનુ અને મધ્યકાલીન છે

પ્રવેશકથી માંડીને ઉક્તિ ૩૮ લગીનો ભાગ મુખ્ય પડદા (Curtain)ની બહાર ભજવાય અહીં તે ઉપડતા મેચાર કુંડા કયારા અને ન્હાનામોટા ચિત્રપટોની ગોઠવણ વડે આઠા આભાસ જેવુ કે માત્ર સ્વપ્ન પૂરતુ ઉજ્જવેલુ પ્રમદવનનુ દૃશ્ય શરુ થાય તેમા રા૦ અને વિ૦ લાખત થાય અને અહીં જ પરિક્રમતા જગા અંદરને ભાગે ચુને પાથરેલી બીછાત હોય તે "નતામી ૬"મા બેસે આ દૃશ્ય અંકના અંત લગી

૫ અહીં કામાર્ત્ત રાજાને બદલે તો ઉલટી વધી પડે છે

૬ મ્હારા કામાર્ત્ત હૃદયને પ્રમદવનના બે મિત્રો ભેટવુ કહામે છે એક મલયાનિલ બીજો ઋતુરાજ મૂળ શ્લોકમા ઋતુરાજ વસંતનો નિર્દેશ નથી પણ કા૦ની વિચારસરણીને અનુરૂપ હોવાથી લખતા આવી ગયો તે રહેવા દીધો છે

( ઇ. ઈ. ) ત્ય હિં વનસહકારો, જીર્ણ પત્રો વિનાના
મલયજ લહરીએ, કંપજો તાજિ કુહામે –

એટલું જ મૂળમાં તો છે. **સહકાર** ઉત્તમ જાતના આંબા. મદનના પાંચ બાણમાંથી એક આમાનો પલ્લવ – મ્હોરનો ગણાય છે.

૪૨ **સુખદને** ઠેકાણે બીજો પાઠ આપનો સહાય.

૭ ( અ ) **કુરબક**, કુરબકપુષ્પ; લાલ ફુલવાળો તે કુરબક, પીળા ફુલવાળો તે કરણ્ટક. ( આ ) બાલાશોક પાઠ પણ છે. ( ઇ ) **પીનપુટ** જેના સ્તનપુટ કપિશ છે. ( ઈ ) મુગ્ધા વયમાંથી ઝડપથી મોટી થતી યુવતી બનતી આવે છે, અત્યારે બંને અવસ્થાઓનુ સુભગ મિશ્રણ જોવામાં આવે છે.

૪૬ વસંતઋતુની એકથી વધારે મોટી અને પુષ્કળ ફુલોવાળી લતાઓને અતિમુક્ત, માધવી, વાસન્તી કહેતા. અતિમુક્ત, તે મૂળ મોગરવેલ, અને માધવી તે મૂળ મધુમાલતી હશે, પરંતુ કશું ચોક્કસ ન કહેવાય કવિઓએ આવી બાબતોમા શાસ્ત્રીય પરિભાષાની ઓછી જ મર્યાદાઓ જાળવી છે; લતા શબ્દ વિસ્તારી ગુલ્મ કે ન્હાના ઝાડના અર્થમા પણ વપરાયલો દેખાશે.

૮ (આ) આ પ્રમદવનમાની. અને રં૦ ટીકામા ઉમેરે છે, એટલે સુવન પણ

૫૦ વૈદ્યને ઠેકાણે વજ્ર પાઠ પણ છે, બંને દુર્બોધ. ઇંદ્ર–અહલ્યાની દેવકથા ( મિથ Myth )મા દેવોના વૈદ્ય કે ઇંદ્રના વજ્રે કશો ભાગ ભજવેલો જણાતો નથી. પુરરવાઉર્વશીની દેવકથામા એને છૂટા પાડી ઉર્વશીને પાછી સ્વર્ગવાસિની કરવાનું કામ ઇંદ્ર વજ્રને – એ કથાના એકબે રૂપમા — સોપે છે અને તે વજ્ર પાર ઉતારે પણ છે પરંતુ અહીં તો પુરરવાને પોતાને ઉર્વશી મેળવવામા મદદ કરનો અને ન ફાવતો વજ્ર હોય તો જ વાક્યાર્થમાં બેમે એમ છે. પોતે આ કાર્ય

સંપૂર્ણ વિજય ગણવા ચાહતો હોય તો તેમ બને ! મનોરથ – હોમ-ધૂનમાં છે અનુવચન ફરી ફરીને થયા જ કરે છે તે ધગશ તે કલ્પનાઓ

૮૭ અપ્સરા લોકોત્તર પાત્ર ઉ૦ અપ્સરાઓમાં શ્રેષ્ઠ મર્ત્ય પ્રેમીના લાગણી પીડા ધગશ કરતા એની અનેકગુણ વધી સૂક્ષ્મતર સ્ત્રીજાતિને કુદરતી લજ્જાને કોરે મારી અભિસારિકા બનીને એ અહીં લગી દોડી તો આવી, પણ અહીં પ્હોંચતા તો એ સૂક્ષ્મતમ લાગણી એ લોકોત્તર સંવેદનાવાળા પાત્રમાં એટલી વધી પડે છે કે તેના જુસ્સાને લીધ જ સમાગમતૃપ્તિ – જે વીછીને એ દોડી આવેલી તે – આ ક્ષણે તો એનાથી ન સંખાય એવી બની જાય છે આમ ઈષ્ટ ફલ મારેની પ્રવૃત્તિ પોતજ તે ફલને તે ક્ષણે અશક્ય બનાવી દે છે, – અને ક્યારેનું કે માથ છે આ પ્રમાણે ઈષ્ટફલાર્થે આદરેલી પ્રવૃત્તિ પોતે પૂર્ણ તો નીવડે વિપરીત ફલ દેનારી એના પ્રસંગ કાલિ૦ની કલા અનેક વાર લાવી મૂકે છે અહીં સમાગમમાં વિઘ્ન સાથે બીજુ ફલ ઉ૦ની પ્રેમપત્રિકા અને તે પટરાણીના હાથમાં આવતા તેણીને રાજાના ઉર્વશી ઉપરના અને ઉ૦ના રાજા ઉપરના પ્રેમની ખાતરી થઈ જાય છે તેથી જ એ ધર્મિ૦ પત્ની પોતાનો વિરોધ દાબી દેવાનું મહામોટું તપ – અસાધારણ આત્મભોગ, જે કરો તે – સ્વીકારી લે છે અને આમ પરિણામ-પરંપરાએ જે પ્રવૃત્તિનુ તત્કાલ ફલ પ્રતિકૂલ, તેનું છેવટ પરિણામ સોનુ મોકુ પૂરેપૂરું અનુકૂલ નીવડે છે કાલિ૦ મહાકવિ છે એના પ્રસાદગુણથી એના પાત્રાલેખનમાં ઊંગરખાતેજ આદિની જુદું વાસ્તવિકતાની સાથે મનોહર ભાવનામયતાના સુમેળથી, તેમ એની આવી માનસપ્રકૃતિની સૂક્ષ્મ વેધક દૃષ્ટિને લીધે પણ

૧૨ સ્નામ, અજાણી૦

( અ – આ ) તમારા જેવા ( ઉત્તમ ) સ્નેહી પ્રતિ પણ આવી ( લાગણીહીન ) બનો છો, જેમાં તમારો દોષ શેનો, કેમ જે કે શું તમને અજાણી.

(ઊ) છેલ્લા ત્રણ શબ્દને ઠેકાણે બીજો પાઠ — શરસમ સાલે કા ?

**પારિજાત** હારશૃંગાર. આ સુંદરનાજુક ફુલ અને ફુલઝાડ મૂળ સ્વર્ગનું, શ્રીકૃષ્ણે સત્યભામા માટે પૃથ્વી પર આણ્યુ, એ દેવકથા જાણીતી છે. પણ - પણ — પુરૂરવાનો સમય શ્રીકૃષ્ણના કરતાં ઘણો ય પ્રાચીન નહીં ? — એવા એવા તારીખ સ્થલ આદિને લગતા સ્થૂલ સવાલ દેવકથાઓને તપાસવામાં ઉઠાવાય નહીં ને ! જોકે અહીં તો પારિજાતને નંદનવનનું જ ફુલ ગણ્યુ છે, પુરૂરવા સુરલોક નંદનવનથી પરિચિત એટલે પારિજાતથી યે પરિચિત એમ જ ગણ્યુ છે, અને એ દેવકથા સામે ટીકા **કાલિ૦ની** આ ગીતિથી તો ઉઠી જ શકતી નથી.

પં૦ વગેરે આ ગીતિને બે ગાથા ગણી **૧૨** અને **૧૩**ના આંક આપે છે, એટલે હવે પછીના શ્લોકોના આંકમાં એકની ઘટ અંકના અંત લગી ચાલ્યા કરશે.

**હ૩** અહીં **પં૦**ની ટીકા બરોબર નથી. રાજાએ પોતાનો અનહદ પ્રેમ શ્લોક **૧૧ નહીં જ કળાતી૦** વડે જણાવી દીધો, તેનો જ આ ગીતિ વડે જવાબ દેવો ઉ૦ને પ્રાપ્ત થયો. એટલે 'મ્હારો પ્રેમ મ્હારી આર્તિ પણ સમાન જાણીને હવે એ શું કહેશે વારુ ?' — એટલો જ આ ઉક્તિનો ભાવાર્થ છે. ચિ૦ની ઉક્તિનો પણ **પં૦**નો અર્થ ઠીક નથી, કાટ૦ કમલનાથ પ્રમાણે " કૈટકિત " અર્થ કરે છે, તે જ ખરો છે.

**૧૨ વદનને પરસ**, ચુંબન જેવો જ જાણે અત્યંત પ્રિય સ્પર્શ.

**૧૦૨** લાવો સાચવી રાખું, પણ ઉ૦ પોતે આવી જાણો !

**૧૧૦** કેશીથી રક્ષી ત્યા મદનની વધારે મોટી આફ્ત આવી પડી છે, તેમાંથી પણ આપ જ મ્હારી દયા જાણો.

**૧૫** તું વર્ણવે૦ મયિ મ્હારામા, મ્હારે માટે.

અર્થ પૂરેપૂરો દર્શાવી શકે એવું ઉપમાન યોજવામાં મહાકવિઓ ઉપમાનવસ્તુની પોતાની ક્ષુદ્રતાને અવગણે છે • અથવા તો પ્રચલિત કહેવત જ ટાંકતા હોય એવા વખાણે ઢાંકે છે. અમે બે અર્ધાંગો છિયે એકબીજાને કાજે જ મદને પૂરેપૂરા તપાવેલા, લુહાર લોહના લાલચોળ બનેના બે કકડાને એકદમ જોડી દે છે તેમ કરી નાખવું એ જ લ્હારી મ નદૂતિની અમ એવની હિતેચ્છુ સખીની ફરજ.

૧૬ ઇંદ્રને જ "જય પામો !" વચને નમસ્કાર કરનારી તું મ્હને અત્યારે તે જ વચને પ્રણમે છે, તેથી જાણે તું મ્હને ઇંદ્રના જેવી જ ઉચ્ચ પદવીનો બનાવી દે છે! સરખાવો અંક ૩ શ્લોક ૧૮મો

૧૨૭ પહેલું વાક્ય પં૦ કે કા૦મા નથી, બો૦ અને મો૦માથી લીધું છે.

૧૭ (આ) **આઠ રસ** : રસશાસ્ત્રીઓએ શાંતરસ પોતાના શાસ્ત્રમા મોડા સ્વીકારેલો અને સૌથી છેલ્લો ભક્તિરસ. **નાટ્ય** : સંગીત અને નૃત્ય સાથેની અભિનયકળા (આ) **લાસ્ય** : કોમળ (તાણ્ડવ : ઉગ્ર) (ઇ) **મરુત=દેવ** : **મરુતેશ=ઇંદ્ર**, **મારુતિ** શબ્દના (૧) વાયુપુત્ર (૨) દેવપુત્ર એને અર્થ છે (ઇ) **સભા**, દેવો, લોકપાલો દેવીઓ અપ્સરાઓ આદિ સર્વ ઇંદ્રના નિમંત્રણે એકઠા મળેલા એવી સુરલોકપરિષદ જુવો ઓયર્સન * [ ]

જુવો ૮૭ ઉપરની ટીકા સુરલોકમા ભજવવાનું આ નાટક અત્યારે નાયકનાયિકાના મિલનનો પહેલી ક્ષણે જ અંત આણે છે પરંતુ એ નાટક ભજવતા ઉ૦ (પુરૂરવા ઉપરના સ્નેહમા શન્યચિત્ત) ભૂલ કરે છે અને શાપ પામે છે, તેથી તો એ એનો સમાગમ નિર્વિઘ્ને અને ઉતાવળે ન્હેલો સધાય છે પુ૦ અહીં જ પ્રથમથી કહી દે છે (ઉક્તિ ૧૧૨) કે

[ * અહિંયાં અનુવાદકે આધાર પોતો રાખ્યો છે ]

સુરપતિને અનુકૂલ નહી એવું કશું પણ ઉ૦ કરે એમ એ પોતે જ ઇચ્છતો નથી એટલે સુરપતિની અનુજ્ઞા વગર – જેમ પટરાણીની અનુજ્ઞા વગર – સંયોગ અશક્ય હતો, અને બંનેના અન્યોન્ય પ્રેમની ઉત્કટતાએ જ બંને અનુજ્ઞા મળે છે; એમ – જોકે મોડો મોડો પણ ગમે તેવા મોટા વિઘ્નોને ટાળીને – એ ઉત્કટતા જ પ્રેમનો વિજય સિદ્ધ કરી આપે છે. અતિ પ્રાચીન અને સાવ મોટે અસ્ફુટ દેવકથા ઉપરથી નાટક ઉપજાવવામા કાલિ૦ના કલાસંવિધાનમા એની મર્જકતા આખી કૃતિના નિષ્કર્ષરૂપ સાચો ઉત્કટ પ્રેમ વિજયી નીવડે જ એ ભાવનાને જ સ્થાપે છે. વિક્રમોર્વશી નાટકની કિશોર અને સુજ્ઞ હૃદયોમા અમર લોકપ્રિયતા, એની કલ્પનાસુંદર ગદ્યપદ્ય કવિતા અને એની ઉક્તિયુક્તિએ પલ્લવો અને પુષ્પો ધરતી શૈલી ઉપરાંત એની આ સાગ્ભૂત ભાવનાને લઈને છે. બીજી રીતે જોતા, પુ૦ અને ઉ૦નું "લગ્ન" છે તો માત્ર ગાંધર્વવિવાહ, તથાપિ તેને કવિ સુરપતિ અને પટરાણીની અનુજ્ઞા વડે જ સાધી આપે છે. મનસ્વી અને શોખીન વિલાસચેષ્ટા અને પાશવ તૃપ્તિનો લલકાર જ કહેવો પડે, એનુ તે આ નાટકમા પણ ક્યા ય લખતો જ નથી. અને આ ધર્મમર્યાદાઓના પાલનને લીધે જ દુનિયાની અમર સર્વોત્કૃષ્ટ પ્રેમપ્રશસ્તિઓમા વિક્રમોર્વશીનુ સ્થાન અવિચલ છે

૧૨૫ જુવો પી૦ માથું હાથપગ આદિ અવયવ માત્ર ઢાળી દઇ રમે ઢગલો થઇ જતા, એવો શબ્દાર્થ છે. છતા પણ ન ટકે એવો કાગળો કાનકો ગમ લાગવા દેતા, એવો રૂઢાર્થ પણ છે.

૧૮ તત્ક્ષણ સમાગમ વિષે હતાશ થયેલીના નિઃશ્વાસપરંપરાના શ્વાસોચ્છ્વાસ, તે જાણે કે એનુ હૃદય એના શરીરથી વિખૂટું પડી મ્હાંગમા પ્રવેશતુ હતુ તેના દ્દરાકૃષ્ટ : પરંતુ કામાર્તિ વિરહાર્તિ આદિમા દૂરાકૃષ્ટ ઉત્પ્રેક્ષાઓ તો હોય.

૧૩૨–૧૩૫ જુવો માલ૦ અંક ૨ ઇરાવતી નિપુણિકાનો પ્રમદવનમાં પ્રવેશ

૧૪૨ પ્રાચીન હિંદમાં બગીચાઓ વિશાળ રચવામાં આવતા અને તેમા ઋતુએ ઋતુએ આનંદે એવી ભાતભાતની શોભામામગ્રી રચના. જુવો માધવ મનનિકા, અને 'બુદ્ધ' ઉપર ટિપ્પણ ક્રીડાકેરી માટે જુવો મેઘદૂત, ઉત્તરાર્ધ, શ્લોક [ ૧૪ ] *

૧૯ (અ) સંભાર્યું એકઠું કરેલું. મધુ વસંતઋતુ (આ) વૃથા કેમકે એ તો ગંધશૂન્ય (ઇ) ચાનાં વસ્તુ. એહવાં આ પ્રેમગીતિ જેવા હૃદ્દ્રવ્ય હૃદયને અર્પિત ગમતા. હૃદયનાં આધાર કે અંજનાદપિત, પ્રેમીઓના માનસ કેવા હોય તે તુ જાત અનુભવે જાણે જ છે (ઈ)નો બીજો પાઠ — ગૈરગામિમવિતુ નાર્હસિ પ્રાર્થની જાણે તે, ન તુ પ્રાર્થનાપર ઉગો દબાવવા જાણતો

૧૪૫ પહેલુ વાક્ય પૈઠ કે કાઠમાં નથી

૧૪૮–૯ મૂળમા સ્વાગતં – દુરાગતં એ શ્લેષવીચામા છે, સાં આગમન – ખૂટ આગમન રૂડા નસીબ – ભૂડા નસીબ એવો કટાક્ષ પણ છે.

૧૫૨ નાનિ ફ્રામામા અપકાશ જતા નાયક, જૂઠુ બોલે, નાયિકા આગળ પોતા વચન આપે, પાસે લપાઇને ખાનગી ગોઠડી સાભળી લેવાની રીત, વગેરે કેટલીક ઝીણીમોટી આચરણચ્યુતિઓને આપણી આર્યસંસ્કૃતિ દુરાચરણ કે અશિષ્ટાચરણ નહોતી ગણતી.

૨૧૦ અને બીજા સંસ્કૃત નાટકોમા આવા સ્થાનો આવે છે તેને તે સમાજ અને તે સમયના શિષ્ટાચારની દૃષ્ટિએ સ્વીકારી લઇ આપણી જુદી સુરુચિએ તેનાથી ન સૂગાવાની ઉદારતા જ કેળવવી ઘટે. જેને એ સમય કે એ સમાજ ટીકાપાત્ર કે જરા પણ અશિષ્ટ ગણતો નહીં, તેનો વળી બચાવ શો કરવાનો હોય વારુ

૧૫૩ અપ્સરા તમને મોહી પડી એ તમારું સૌભાગ્ય

[ * કીલાભાઈ ઘનશ્યામ 'મેઘદૂત', ( આવૃત્તિ બીજી ) ]

૧૫૪ પોતાને ટકડીને ભૂખ લાગી તેથી ભૂખીને અપાર એ જ સૂઝે છે

પોતે આમ યદ્વાતદ્વા બોલે છે તે પિત્તપ્રકોપને લઈને જ જાણો, બીજું અનુમાન રખે કરો, એ ભાવાર્થ કે ભૂત આદિ વળગાડને બીક ભીરુ ભોજને શીત પાણીના વિશે જુવો પૅ૦નું ટિપ્પણ

૨૦ તને ક્રોધ ઉપન્યો, એ જ તું ત્હારા હિંસકના ગુનાની સાબીતી

૧૬૦ સ્ત્રીજાતિ અલ્પ કારણે "માન" – પતિ સામે રીસ – ચડાવ્યું, કે રહેજસાજમાં પાછી મુજ જ નથી એમ મનાવે જાઉં એવી મ્હારી પ્રકૃતિ નથી

આ ઉક્તિ પછીના અંકમાના બનાવની સૂચના લેખે પણ ઉપયોગી છે કા૦ પટરાણીની પ્રકૃતિ માલવિ૦માં જ રેખાસાદૃશ્યે આલેખે છે "નતી ના આલેખનમાં પણ એ નાટકમાં કવિએ ખાસ ધ્યાન આપ્યું છે

આ અંકનો મુખ્ય બનાવ ઉ૦ આવી અને તુર્ત એને પાછા જવું પડ્યું તે સંસ્કૃત નાટકોમાં કાર્યગતિ મંદ હોય છે અને કા૦ પછી આ લક્ષણ દોષ ગણાય એટલું વધી જાય છે ઉ૦ ચાલી ગઈ તે પછીના કાર્યની ત્વરા આ અંકમાં ખાસ ધ્યાન ખેંચે છે અને લગભગ દરેક અંકમાં કા૦ની કથાપદ્ધતિ મંદ શરુવાત કરી ધીમે ધીમે વેગ વધારી કેન્દ્રભૂત બનાવ આણવો અને નિરૂપવો, અને પછી અંકને ત્વરાથી સંકેલી લેવો એવી તેણે અભિપ્રાય યોજેલી જોવામાં આવે છે

૧૬૨ જુવો માલ૦માં દગવતી ચાલી ગયા પછી વિ૦ પગે પડેલા રાજાને ઉઠાડે છે તે પ્રસંગ. અ–પ્રસન્ન ઊભાગના

૨૧ કૃતક બનાવટી પ્રધાન મોતી રત્ન આદિ આપણા દેશમાં ઘણા જૂના કાળથી બનાવટી પણ બનતા

૧૬૩-૪ અંબારીને આ જૂના વિ૦નું ગણીને ચેટી દ્વારા આપેલું